૩૨૫૭

ૐ

# લક્ષ્મણોદય.

(નવિન વાર્તા.)

રચનાર

આણંદજી વહાલજી રાજ્યગુરૂ.

મૂલ્ય આઠ આના.

ॐ

# લક્ષ્મણોદય.

(નવિન વાર્તા.)

રચનાર

આણંદજી વલ્લભજી રાજ્યગુરૂ,

મ્હેતાજી, સરકારી ગુજરાતી નિશાળ કેશોદ.

મુંબઈ.

"નિર્ણયસાગર" મુદ્રાયંત્ર.

સંવત ૧૯૪૪. ઇ. સ. ૧૮૮૮.

મુલ્ય આઠ આના.

## કાવ્ય મહત્વ.

### દોહરો.

ચતુરાઈ ધન સુયશ દે, તિયસમ ધરત વિનોદ;
હરત પાપ મન વશ કરત, ભરત મોક્ષકો મોદ.—૧

હીરો.



# અર્પણપત્રિકા.

સ્નેહી શ્રી વિષ્ણુરામ ઠાકરસિંહ પંડ્યા.

દરબાન.

તમારો મારા પ્રત્યે સંપૂર્ણ ભ્રાતૃભાવ, ગૂજરાતી ગ્રંથો વાંચવા તર્ફ અભિરૂચી, અને ગદ્યપદ્યાત્મક લખવાનો શોખ;—ઇત્યાદિ પ્રસંગોને લીધે આ લઘુ ગ્રંથ હું તમનેજ અર્પણ કરૂં છું.

કેશોદ. }
તા૦ ૯-૧૨-૮૭. }

આણંદજી.

# પ્રસ્તાવના.

હિંદુ સંસારસંબંધી "કજોડા વિષે સંભાષણ" લખ્યા પછી, આજથી નવેક વર્ષ ઉપર મને કાંઇક રાજદ્વારી અને સંસારિક બાબતસર વાર્તા લખવાનો શોખ થયો. તે મુજબ આ વાર્તાનું મનકલ્પિત ખોખું તુરતજ તૈયાર કર્યું, પણ તે સુધારવા કે લખવાને મુદ્દલ અવકાશ મળ્યો નહીં, તેથી તે કામ જેમનું તેમ પડી રહ્યું: હાલ વળી ઈશ્વરકૃપાથી અને મિત્રોની પ્રેરણાએ તે ધારણા પાર પડતાં, તેનું આ પરિણામ સજ્જન સમિપ મૂકું છું. જે ઉદ્દેશે આ વાર્તા લખાઈ છે, તેની સંક્ષિપ્ત બાબત આ પ્રમાણે છેઃ—સાહસકૃત્યથી પરિણામે કેવો પશ્ચાતાપ થાય છે; અન્યાયથી રાજા પ્રજાની કેવી માઠી સ્થિતિ થાય છે; રાજા રાણી લાયક હોવાથી કેવું દંપતિ સુખ અનુભવે છે; ચતુર, વિદ્યાસંપન્ન અને શૂર રાજપુત્રથી કેવો આનંદ ઉપજે છે; પવિત્ર મિત્રતા કેવી સુખદાયક છે; માતૃસ્નેહ કેવો દૃઢ, નિષ્કપટી ને અચળ છે; ઇત્યાદિ અનેક વિષયો આ વાર્તાના પચીશ પ્રકરણમાં પેટાંતર સમાયા છે.

આત્મસ્તુતિનો દોષ વ્હોરી લેવા કરતાં, આ ગ્રંથ વિષે તેની ગુણ-ગણના કરવા, રસિક જનોને એકજ વાર વાંચી જવા વિનવું છું. છેલે, પાછલા ભાગપર દર્શાવેલા ગૃહસ્થોએ અગાઉથી ગ્રાહક થઇ આપેલા ઉત્તેજન માટે તેમનો આભાર માનવાની, તેમજ પ્રૂફશિટ તપાસવા વગેરેમાં સ્નેહી ભાઇ કહાનજી ધર્મસિંહે લીધેલી તસ્દીની અને પ્રિયમિત્ર નૃસિંહરામ તુળશીરામ દવેની નોંધ લેતાં મને અતિ સંતોષ ઉપજે છે.

કેશોદ, તા૦ ૧૦ મી ડિસેમ્બર ૧૮૮૭.

આ૦ વ૦

ॐ

# લક્ષ્મણોદય.

## પ્રકરણ ૧ લું.

એક વાર વસંતઋતુમાં અમરાવતીનો રાજપુત્ર અને તેનો પ્રિયમિત્ર વિજયચંદ શિકાર કરવાસારૂ, પવનના જેવો જેનો અતિ વેગ છે તેવા; લોકો જોઈને છક થઇ જાય તેવા અશ્વપર સવાર થઈ, ઉલ્લાસભર, કૂદાવતા, રમાડતા, સ્મિતહાસ્ય કરતા, નગરવાસી લોકના થોકનું નમન લેતા, નગર નાયિકાનાં ચિત્ત હરી લેતા, ચોતરફ દૃષ્ટિ દોડાવતા, યૌવનાવસ્થાનાં અંકુર ફૂટતા બાલ યૌવન બંદા ભર બજારને રસ્તે ચાલ્યા જાય છે. ભોગ જોગે રસ્તાની અંદર આવેલી અમથાશેઠની હવેલી નીચે નીકળે છે, તેટલામાં તે શેઠની અજ્ઞાતયૌવના પુત્રી બજારમાં પડતી બારીએથી પાન ચાવતાં થુંકી. તે થુંક પ્રધાનપુત્ર વિજયચંદના મોઢાપર પડયું. વધારે ઉંચી નજર કરી જુએછે, તો, શેઠની પુત્રી કામચતુરાને હસતી જોઇ, ક્રોધમય થઈ ક્રોધના આવેશમાં નહિ બોલવાનાં કટુ વચન બોલાયાં. રાજપુત્રને પણ ગુસ્સો ચડયો, પણ તે, તે વખતે કાંઈ બોલ્યાવિના જે અર્થે જવું હતું તે મનોરથ પાર પાડવા પ્રયાણ પાછું ચાલુ કર્યું. પ્રધાનપુત્ર, મોટાનું ફરજંદ, ઉગતી જુવાની, ઉછળતું લોહી, બાળક બુદ્ધિ, સ્વતંત્ર સ્વભાવ, લાડકવાયું બાળ, ટુંકી કેળવણી અને તોછડા વિચારને લીધે ચરેલા ક્રોધાવેશને હૃદયાકાશમાં નહિ રૂંધતાં, ધુમાડા અને જવાળા સાથે બહાર કાઢી, રાજપુત્રને ટેક અને ટેડાઇથી કહ્યું કે, મારે

પાણીગ્રહણ કરવું તો તેની સાથેજ કરવું. રાજપુત્રે કહ્યું, ભાઈ એમાં શી મોટી વાત છે: જેણે તને એટલું અપમાન કર્યું તેને નમાવવીજ.—કાં તો તેની સાથે તને પરણાવું ને કાં તો આ ગામનો ત્યાગ કરવો. તને મળેલું અપમાન હું સહન કરી શકતો નથી. આપણી આટલી ઉમરમાં કદી અવિચારી-અવળું કામ કર્યું નથી, બલકે એવો વિચાર સ્વપ્ને પણ આવ્યો નથી. જે થનાર હશે તે થશે. પણ ભાઈ વિજયચંદ, આ મારી ડાબી આંખ ફરકે છે તેનું શું કારણ? મારી ડાબી આંખ ફરકે છે, ત્યારે કાંઈક વિપરિત થાયછે ખરૂં; મારૂં ચિત્ત પણ વ્યગ્રતાવાળું જાણે કેમ ન હોય એમ મને ભાસેછે. ને તરેહવાર તોફાની મોજાંની પેઠે ડોલાય છે.

પ્રધાનપુત્રે હિમતથી કહ્યું, મહારાજ, તેમાં શું? એવું આપણે ગણકારવું જોઈએ કે? ભલું બુરૂં જે કાંઇ થવું ન થવું એ પ્રારબ્ધને આધિન છે; ને તેનો કર્તા હર્તા એક ઈશ્વર છે; શું વિપરિત થવાનું? શા ગાંડા વિચારમાં પડયા છો? ચાલો ઘોડા ચલાવીએ, અસુર થવા આવ્યું છે.

શિકારને અર્થે જંગલમાં જુદાં જુદાં સ્થલોમાં ફરી જંગલી જાનવરોનો શિકાર કરી પુર તરફ આવવા ઘોડા ચાલતા કર્યા.

---

## પ્રકરણ ૨ જું.

હવે ગામમાં શી હકીકત બની તે તરફ નજર કરીએ. અમથાશેઠને દુકાનેથી બોલાવી લાડકવાયી પુત્રી કામચતુરાના કહેવાપ્રમાણે કઠોરશેઠાણીએ કહ્યું,—"તમને હજારવાર કહ્યું કે, તમારે ફલાણું કામ કરી દેવું : પણ તમે તમારી મોટાઈમાં લેવાતા જાઓછો. આ ગામમાં રહેવામાં માલ નથી; ઓલો કામદારનો દીકરો વજીઓ તો છેક છકી ગયો છે. માબાપની જરા પણ ધાક નહિ ને ઓછામાં પુરૂં કુંવરની ભાઇબંદી પછી શું પુછવું?

કુંવરજીમાં પણ એવું તે શું ડા’પણ બળ્યું છે?” શેઠે ધીમે સાદે ને રાંકડી વાણીથી જાણે કઠોરશેઠાણીનું મન મનાવવા, લેસ પણ તેનું દિલ ન દુખાય તે વિષે કાળજી કરતાં સ્ત્રીવશપણે કહ્યું: “તમે શું કહો છો તે હુંથી ઝટ સમજાતું નથી; મારી પાછળ શું બીના બની તે કહો તો ખબર પડેના? શેઠાણી, ધગધગતે મિજાજે, ઉંચે સાદે, અધીરાં બની બોલ્યાં: “શું કહે, ધૂળ. કહી કહીને મારી જીભનાં ટેરવાં ઘાસી ગયાં; તમે ક્યાં ગણકારો છે? આ આપણી ચતુરીને કામદારના વજીએ ન કહેવાનાં વેણ કહ્યાં: જુઓ, તે બિચારી ત્યારની બારીએ બેઠી બેઠી રડેછે, ને બોર બોર જેવાં આંસુ પાડેછે. મારે શું તે વધારાની છે? મને તો તે સાત દીકરા સમાણી છે. એ મારા કાળજાની કોર ને હૈયાનો હાર છે. એનો વાંકો વાળ કરવાને કોણે શેર સુંઠ ખાધી છે? પરાઇ છોકરીનું નામ એનાથી લેવાય? આંગળી ચીંધે તો આંગળી કાપું! મોટો તો તે તેના ઘરનો; શું તેની માયાને આપણે ધુપ દેવો છે? કે તેને ઓળે બેસવું છે? હું હવે એક ઘડીપણ ઘરમાં નહીં રહેવાની. શેઠે કહ્યું:–“બેન, બેન, તને શું કહ્યું?” કામચતુરાએ મોં ચડાવી જવાબ દીધો: “મને તેણે બહુ ગાળો દીધી. મને શાસારૂ ગાળો દે? તેનું શું બગાડયું છે? મારે તેના બાપની શી પરવા? શેઠે કહ્યું, હું જઇ તેનો તપાસ કરૂંછું.

શેઠ દુકાને ગયા અને ત્યાં ભલભલા શેઠશાહુકારોને ભેગા કરી સર્વ વાત વિદિત્ કરી. બધાનો એવો મત પડ્યો કે બનેલી બીના આપણે રાજાને જાહેર કરવી જોઇએ. આમ થાય તે કાંઈ ઠીક નહીં. આજે અમથાશાનો તો કાલે ઠાવકાશાનો ને પરમ દહાડે દુલાચંદનો પણ રે’તે રે’તે વારો આવે. એ વાતનો નિશ્ચય કરી દરબારમાં જવા તૈયાર થયા.



## પ્રકરણ ૩ જું.

રાજા, પ્રધાન, સેનાપતિ, અને અમીર ઉમરાવ રાજસભામાં બેઠા છે. દેશની ઉપજ આ સાલ કેટલી થઇ, ખર્ચ કેટલો થયો, નવાં મકાનોમાં શો ખર્ચ થયો, સૈન્યની કેવી સ્થિતિ છે. બારવટીઆ લોકોનું કેવું પ્રબળ છે, પ્રજા કેવી રીતે વર્તેછે, ન્યાય કેવો મળેછે, બાળબાળાઓની શાળાઓને ચલ્લુ મળતા આશ્રયની શી વ્યવસ્થા છે? કુંવરનો કેટલો વિદ્યાભ્યાસ છે, વર્તણુક કેવી છે, વગેરે સવાલોના જવાબ યોગ્ય અધિકારી આપતા હતા. તેવામાં રાજાની નજરે મહાજન લોક આવ્યા. રાજા અમરસિંહે તેઓના તરફ જોઈ કહ્યું;–તમારો ફીકો ચેહેરો હું કેમ દેખુંછું? તમારી મુખમુદ્રા આજ જૂદીજ તરેહની ચિંતાતુર જણાયછે. કહો, શા માટે આવવું થયું. તમારી વાત હું તુરત સાંભળવા ચાહુંછું.

ઠાવકાશેઠ બોલ્યા;–"રાજાસાહેબ, આપ અમારા અન્નદાતા છો. વાત એવી છે કે તે કહીએ તો કહેવાતી નથી, સ્હેવાતી નથી ને કહેવાને જીભ ઉપડતી નથી. ખરેખાત જાણે "સાપે છછુંદર ગળી" તેમ થયું છે. તમારા કુંવર તથા પ્રધાન પુત્રની વર્તણુક આજ દહાડાસુધી વાંધાભરેલી જણાઇ નહોતી. આજકાલ તેમણે જુવાનીના તોર જોરમાં એવું રૂપ પકડયું છે કે, હવે અમારે આ ગામમધ્યે રહેવામાં માલ નથી. અમારી વહુદીકરીને જેમ તેમ બોલે તે અમારાથી ન ખમાય. માટે મહાજન સમસ્ત અરજ કરે છે કે અમને રજા આપો. અમારૂં અંજળ હતું ત્યાં સુધી રહ્યા, હવે લાજ રહે તેમ નથી. અમથાશાની નાની કામચતુરા નામની છોડીને પ્રધાનપુત્રે નહીં કહેવાનાં વચનો કહી છેડી, પણ તે બાપડી રડી કકળી બેસી રહી. બાઈજાતનું બીજું શું બળજોર? રાજકુંવર પણ કાંઇક બોલ્યાજ હશેના! એ બેનો જીવ એક છે; એક મારગે ચાલે છે; એક ઘેર

વસે છે ને એક ધારે પાણી પીએ છે. આપના બાપદાદાની વારથી આજસુધીમાં આવી ફરીઆદ આવી અમે જાણી નથી. અમે કોઇ દહાડો આ રાજમાં દુઃખ જોયું નથી તેથી હવે જોવાશે નહીં. આટલીજ અમારી અરજ છે."

મહારાજા અમરસિંહ આ સાંભળી અતિ શોકાતુર થઈ ગયો. મનમાં વિચારે છે કે હું જેની સારી આશા રાખતો હતો, જેના માટે અનેક મુશીબતો વેઠુંછું; તેમાટે આવી વિરૂદ્ધ વાત ! સ્પષ્ટપણે કહે છે;—"અતિ સંતાપકારક બીના !! મારૂં ભવિષ્ય સાચું ઠર્યું ! મહાજન લોકો, તમો શોકયુક્ત ન થાઓ. રાજાનો ધર્મ છે કે સર્વ પ્રકારે પ્રજાનું રક્ષણ કરવું, ભરતભૂમીના ભૂષણરૂપ રાજેંદ્ર ભોજની વાણી આ વેળા મને સ્મર્ણ આવે છે કેઃ—

विप्रोऽप्रियो भवेद्मूर्खः स पुराद्बहिरस्तु मे ॥
कुंभकारोऽपि यो विद्वान् स तिष्ठतु पुरे मम ॥ १ ॥

બ્રાહ્મણ હોય ને મૂર્ખ હોય, તે કરતાં કુંભાર છતાં વિદ્વાનને હું શેહેરમાં રાખવા વધારે પસંદ કરીશ. અવશ્ય આ રાજનીતિનો ઉપયોગ હાલ મને મારા પુત્રને લીધેજ થયો.

આજસુધી કુંવરની ખરાબ ચાલ છે એમ હું જાણતો નહતો. આજ આ વાત સાંભલી ખેદ થાયછે. 'यश्च पुत्रो वशीभूतो' તાબામાં રહી યોગ્ય રીતીએ વર્તે તેજ પુત્ર વળી.—

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या ।
पुत्रश्च मूर्खो विधवा च कन्या विनाग्निना पंच दहन्ति कायम् ॥ २ ॥

મારે એકનો એક પુત્ર છે, તો પણ ખેર—મારો ધર્મ છે કે શાસન કર્યા પેહલાં પૂર્ણ તપાસ કરવોજ જોઈએ; રાજનીતિ પણ તેમજ વર્તવા સૂચવે છે. ગમે તેમ હો; તે પુત્રથી મને હવે શું સારૂં ફલ મળવાનું છે? રાજાને પ્રજા એ કામદુધા છે, પ્રજા એ સર્વ સુખનું સાધન, રાજકોષનું તત્ત્વ, સૈનની સંપત્તિ, રાજનું તેજ, સર્વ સુખનો અખૂટ સમુદાય, અને યશસ્વી શણગાર છે. મારૂં સર્વસ્વ સુખ; સર્વ

પ્રકારના વૈભવ, મનોર્થ અને આનંદ-ઉછરંગના પ્રસંગ પ્રજા વડે છે. પ્રજા, મને પુત્ર કરતાં વધુ પ્રિય છે. જે રાજા પ્રજાને પીડા કરે છે, તે સદા દુઃખી, દરિદ્રી અને દીનવત્ જીંદગી ગુજારે છેઃ જે રાજા પ્રજાનું ભુંડું ઇચ્છે છે, કુદૃષ્ટે જુએછે, તે રાજ્યનો વેહલો નાશ થાય છે. આ લોકમાં અપજશ અને પરલોકમાં રૌરવ નર્કમાં પડે છે. રાજકુંવરને તથા પ્રધાનપુત્રને ગુણાચરણ ઉપરથીજ હું પરપૂછ કર્યાવિના હદપાર કરૂંછું. હું તે બેમાંથી એકનું પણ હવે નિર્દોષ કે દોષિત, પ્રેમાળ કે સ્વાર્થી, દાનેશ કિંવા દીન-વદન જોનાર નથી. તે પુત્રજ જાણે આજથી મારે મન પરલોક પામ્યો. મારી શાણી પ્રજા એજ મારી સંતતિ અને સંપત્તિ છે."

અણચિંતવ્યા આ વિચિત્ર અને વિલક્ષણ પ્રસંગથી શેઠ શાહુકાર અજબ થઈ ગયા; મુખકાન્તિ ઘેરાયલા ચંદ્રની પેઠે કાળીમેશ થઈ ગઈ અને સર્વ મહા વિચારમાં પડ્યા. "ફ્રાંસ કાઢતાં પેસે સાલ" યાને "વાતનું વતેસર" એવી હકીકત બની. તેઓ બોલ્યાઃ–"સાહેબ, એ તો બહુ અન્યાય કહેવાય; તેમ કરવા અમારી બિલકુલ અરજ નથી. બાળક બુદ્ધિ છે, તો એમ થયું. ફક્ત તેને આપે હજુરમાં તેડાવી બે શીખામણ દેવી, એજ સહુથી સહેલો ઉપાય છે. કાંઈ કુંવર એવા નથી, એતો મોટા નસીબવાન છે. આવડી ઉમરમાં ફક્ત આજ આ વાત સાંભળી, પણ તે એવી ગુન્હાવાળી નથી, માટે અમારાપર ને કુંવરપર ક્ષમા કરો."

અમરસિંહે આગ્રહથી કહ્યું,–"શેઠો, મારા મોંમાંથી જે બોલ નીકળ્યો, તે કદી મિથ્યા થનાર નથી; તમે કાંઈ ગુન્હેગાર નથી કે ક્ષમા માગો; તો પણ તમારો એ વાતવિષે અત્યાગ્રહ છે તો ફક્ત પાંચ વરસનો હું તેને દેશવટો આપુંછું. હું ધારૂં છું કે તમારે હવે કહેવાનું નહિ રહે."

મહાજન સમસ્ત ઉઠી ગયા ને સભા બરખાસ્ત થઈ.



# પ્રકરણ ૪ થું.

રાજ્યમેહલમાં રાણી તથા દાસી પરસ્પર સહજ વાતો કરે છે. રાણી તારામતીએ દાસીને કહ્યું, માધવી, તારી રચેલી સુખ-શય્યા મારા શરીરને ઠીક સુખ આપેછે. સુગંધી પુષ્પોની ખુશબોનો ઠાઠ સારો થાયછે; પણ મગજને શાંત-તર-બેહકતું રાખવાને અત્તર ગુલાબજળનો તેમાં ઉપયોગ કરવામાં આવે તો ઠીક. માધવીએ મલકાતે મોઢે અદબથી કહ્યું, "જેવી આજ્ઞા. આપ સદા આનંદમાં રહો, તેમ કરવું એ મારૂં કામ છે." (ઘડીઆળમાં ટકોરા વાગેછે તે ગણેછે. અહો! દશ બજ્યા.)

"દાસી, આજ વખ્ત થઈ ગયો તથાપિ હજુ સ્વામિનાથ આવ્યા નહિ. રખે કાંઈ રાજખટપટમાં પડ્યા હોય; હવે રાત વહી જાયછે." રાણીએ કહ્યું.

"રાણી સાહેબ, હોય, કોઇ વખત તેમ પણ થાય, હમણાં પધારશે. એટલી વારમાં શા વિચાર કરોછો?—જુઓ મહારાજા પધારે છે.

રાજાને આવતા જોઈ સુવર્ણલતા સરસી પાતળી સોટાસરખી સ્વરૂપવાન તારા, તારાના ટોળામાં ઝલકી રહેલા ચંદ્રસરખી ચંદ્રવદની વાંકી વળી નમન કરી ભેટે છે ને ગાય છે:—

## (લાવણી.)

પ્રિય પ્રાણુતણા આધાર, અતિ સુખકાર દિદાર તમારા;
ક્યમ લાગી આજે વાર, આપને પ્યારા.
બહુ થાય મને સંતાપ, આપ વીયોગે,
હું બની બ્હાવરી વિકળ, વિરહને રોગે.
ચિત્ત ઘડે અતિશય ઘાટ, સૂખ ન જરાયે;
ક્ષણપણ પ્રિય દર્શનવિના, જીવ ગભરાયે.

**ઝૂલ.**

પ્રીતમ તું પ્રીતિ મૂળ,
નહિ થાય તેહનું મૂલ,
કોમળ ગુલાબનું ફૂલ,
પ્રભુ પ્રતાપથી અનુકૂળ;
પણ જેને તે પ્રતિકૂળ, જીગર તે ધૂળ, મહાદુઃખ શૂળ નેત્ર નીર
ધારા—હું ઝખુંછું દિનરેન આપને પ્યારાં.
મુજ અંતર અતિશય બળે,
વિભુ વિના કોણ તે કળે,
તલ પાપડ સમ મન ખરે,
લવ હૃદય ન શાંતિ વળે;
કયમ જિવું અરે હું પળે, પ્રાણ લે ગળે, દીલડું ઠરે, પૂરે સહુ મ-
નોર્થ તો મારા,—
હું ઝખુંછું દિનરેન આપને પ્યારા.

**રાજા** કહેછેઃ-પ્રિય, હું તમને જોઈ મારૂં બધું દુઃખ ભૂલી જાઉંછું. ગમે તેવા કાર્યથી મને ક્રોધ ચડયો હોય, તોપણ તમારી પાસે આવતાં તે ક્રોધ નાશ પામી જાયછે. ખરે, તેમ થાય તેમાં શું નવાઈ ? પ્રિયા, તારી તેવી લાવણ્યતા અને રૂપ-ગુણ એજ મારાં દુઃખી દર્દિ હૃદયને ઉપચારવત્ છે. પ્રાચીન શાસ્ત્રકારોએ વર્ણવેલા આટલા ગુણો તમારામાં પરિપૂર્ણ છેઃ—

कार्येषु मंत्री करणेषु दासी, स्नेहेषु माता शयनेषु रंभा ।
दानेन शीला क्षमया धरित्री, षट्गुण तायामिह धर्मपत्नी ॥१॥

**તારા** મૃદુતાથી બોલી;-પ્રાણનાથ, મારા અધીરા હૃદયને ઉચાટ થયાં કરતો હતો કે, અદ્યાપિસુધી આપ એવડા શા કાર્યમાં ગુંચવાયા હશો ? આપનું મુખારવિંદ જોવાને હું તલપી રહું છું, તેમાં વખત ચૂકાતાં ઘણી અકળામણ આવેછે. આપનો અપ્રતિમ પ્યાર, અને રસાભાસ ભાષણ મને અતિ આનંદ પેદા કરેછે.

અમરસિંહે અબળા આગળ અકળ વાકયનો આરંભ કર્યો: પ્યારી, પૂર્ણ વિદ્યા મેળવ્યાવિના માણુસ પાકું ને નીતિવાન્ થતું નથી. લાડકવાયાં છોકરાં ખરેખર બગડે; એમતો તમે પણ કબૂલ કરશો. વિદ્યાવિનાનું માણુસ પશુ બરાબર છે. વિદ્યા શીખી ખરાબ રસ્તે વાપરે, તે તો અભણકરતાં વધારે ખરાબ. માણુસ માત્રમાં ધૈર્યતા, ઉદારતા, મિતવ્યયતા, પરિપકવપણું, અને ગંભીરતા એ સદ્ગુણોની બહુજ જરૂર છે. એ પંચ ગુણરત્નની જેને પ્રાપ્તિ થએલી છે, તે 'માણુસ.' અભણ રાજા 'રાજા પ્રજાના ધર્મ' જાણી શકતો નથી. પ્રજાની સાથે કેવી વર્તણુક રાખવી, ચોર અને શાહને કેમ ઓળખવા, વગેરે ઝીણી વાતો જાણવાની રાજાને ખરેખરી જરૂર છે. લડાયક થવું, શિકાર કરતાં શીખવું; શું રાજની આમદાની છે, શો ખર્ચ છે, રૈયત સુખી છે કે દુઃખી, ચાકર નોકર કેવી રીતે વર્તે છે, વગેરે બાબતોની તપાસ બાળપણથી જાણી લેવાની રીત રાખવી જોઈએ. કોમળાંગી! અધિક શું? રાજાએ સર્વ પ્રકારે રૈયતને રાજી રાખવી એજ તેનું મુખ્ય-કર્તવ્ય છે. પતિવૃત્ત ધર્મ સમજનારી, ઔદાર્યબુદ્ધિમાં અગ્રણિય અને ઉચ્ચ કેળવણીનાં આભૂષણ નિરંતર ધારણ કરનારી તારામતી વિનયયુક્ત બોલી: સ્વામીનાથ, વિદ્યાસંબંધી આપે સૂચવ્યું તે સર્વમાન્ય છે: વિદ્યા સંપાદન કરવા સર્વ કોઈને જરૂર છે, તો રાજા, જેનો ઉદ્યોગ જનસમૂહપર સમદૃષ્ટિ રાખી ન્યાય કરવાનો, ને પ્રજાપ્રેમ પ્રાપ્ત કરવાનો છે તે વિષે વધુ શું કહેવું? "यथा राजा तथा प्रजा." રાજા અભણ હોય તો તેની પ્રજા શું વિદ્યામૃતપાન કરી શકે? સમર્થ વિદ્વાનો મૂલ્યવાન પુસ્તકો રચી, અમૂલ્ય અને અક્ષય પરિમળયુક્ત સુવાસિત કીર્તિરૂપ પુષ્પો વરસાવી ગયાછે, કે જે વાસનાથી વિશ્વ સ્મૃતિકાર થાય છે. સાંભળો વળી વિદ્યાનો મહિમાઃ—

विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ।
पात्रत्वात् धनमाप्नोति धनात् धर्मस्ततः सुखम् ॥ १ ॥

વિદ્યારૂપી ધન અલૌકિક છે. જેની પાસે વિદ્યા, તેની પાસે ખરો પારસમણી સમજવો, કેમકે વિદ્યા કામ દુધા છે. સ્વામિન્! વિદ્યાની કીર્તિ અતૂલ છે.

પ્રાણુનાથ, બોલવાને મારી જીહ્વેંદ્રિય પ્રતિરોધ કરે છે, તદ્યપિ બોલ્યાવિના રહેવાતું નથી કે, આપના મનમાં કોઈ પ્રકારનો મહા ગુપ્ત વિચાર ઘુમતો હોય એમ લાગે છે, અને તેથી આપના મુખારવિંદપર શ્યામતારૂપી ચિન્હ નજર આવે છે; તેવું શું કાર્ય બન્યું તે જાણુવાની મને અતિ આતુરતા થાય છે. આ દાસીયે આપની ઉદાસીમાં ભાગ લઇ બનતી ત્વરાથી તેને નિર્મૂળ કરવી એજ તેનો પરમ ધર્મ છે.

અમરસિંહે ગોળે વીંટી ગોળો ફેંકયો. પ્યારી, આશ્ચર્યજનક છે, તે વાત કરવાથી તમને વધારે ખેદ થશે, ને તેનો ફળિતાર્થ શું? તમારા આનંદભુવન મનમાં શોકરૂપ વિષવલ્લી વાવવી મને ઉચિત્ નથી લાગતી.

તારા આગ્રહથી અધિરતા બતાવી બોલી:-પ્રાણુનાથ, તમારો પરિતાપભાર તેથી ઓછો થશે. મારૂં મન જેમ જેમ વિલંબ થાય છે, તેમ તેમ બહુ વ્યાકુલ બને છે, માટે તેને શાંતિ પમાડો. રાજાયે કહ્યું: રાણીજી, ગામનું મહાજન સમસ્ત મારી પાસે આવ્યું, મેં તેની હકીકત સાંભળી, તો ચોખ્ખી રીતે એમ જણાયું કે, રાજકુંવરની વર્તણુક દિનપ્રતિદિન નિંદાપાત્ર થતી જાય છે. સમંસ્ત મહાજને મળી કહ્યું કે, અમારી વહુ-દીકરી સામી તે કુદૃષ્ટિ કરે છે, હવે અમારે તમારા પૂરમાં રહેવાનો ધર્મ નથી, ઇત્યાદિ તેનાં દુષ્ચરિત કહ્યાં. મેં તેથી ક્રોધાવેશમાં કોઈ પ્રકારનો તપાસ નહીં કરતાં, તે કુકર્મી કુંવરનું મોં જોયાવિના દેશવટો દીધો. ફર્યાદે આવેલા ગૃહસ્થો એ સાંભળી વિલ્લા પડી ગયા ને વિમાસણ કરવા લાગ્યા. તોપણ હું મારૂં વચન કેમ ઉલ્લંઘન કરી શકું? વચનનું વજન આ જગત્માં થઇ શકતું નથી.

તારાનું મુખકમળ આ વિપરીત વાતથી વિકળ થયું: રાહુના યોગે મ્લાન થતા શશિસમ તારાની મુખકાન્તિ ઝાંખી પડી ગઇ; સઘળા અવયવોમાં બળબળતા લોહીનો પ્રવાહ ધુધવાતો જાણે વહેવા લાગ્યો. તે શોચમય ગાલે હાથ દઈ મનમાં વિચાર કરવા લાગી કે,–મહા મેહેનતે પ્રાપ્ત થએલું મણી, આંખની કીકી, હૈયાનો હાર, અરેરે! જેને માથેથી સો સો વાર ઓવારણાં લઉં, મારો ખોટનો એકનો એક પુત્ર!! અરે મારૂં સર્વસ્ય, તેને શું દેશવટો દીધો !!! અરે! એ હું કેમ સાંભળી શકું? મારા જેવી કઠોર મનની માતા આ વિશ્વમાં કયી હશે? અરે મારો સતયુગી છોરૂ! બિચારો ગભરૂ, શૃંગાર તે શું, તેનું મુદ્દલે જેને ભાન નથી તેવો, ગુહ્ય વાતમાં પૂરૂં સમજવાની શક્તિવગરનો, શું તે કોઇ દહાડો લોકને અપ્રિય થાય! ના, ના, મારૂં મન કબૂલાત આપતું નથી. હોય; ઈશ્વર જાણે, અવસ્થાએ પહોંચવા આવ્યો છે, રખેને કાંઇ કલંકિ કૃત્ય કર્યું હોય! અરે મન! તું ખોટી શાક્ષી પૂરમા, કેમકે બાળકુમાર, વાઘેલાનો ભાણેજ કોઈ કાળે કુખ લજવે કે? સિંહ ગમે તેટલા દિવસનો અપવાસી હોય તદપિ તે શું ઘાસ ખાય? ગમે તેવા મદનમાં પતિવ્રતા સ્ત્રી આવી હોય, છતાં તે પરપુરૂષ સામું જુએ? સૂર્ય આથમણો ઉગશે? અસ્તાચળ ઉપડશે? વાઘેલા રણમાંથી પાછું પગલું ભરશે? ના, ના, કદી નહીં. આ વાત તો જુલમ જેવી, હવે શું કરવું? હું મારા લાડકવાયા લક્ષ્મણને કદી દેશવટો દેવા નહીં દઉં. (એમ વિચાર કરી મોટો નિસાસો મુકયો.)

અમરસિંહે અકળાએલી અબળાને અટપટી રીતે કહ્યું, આ શા મોટા મોટા વિચારના ગોટા, અને વિચિત્ર કોંટા મનના પટ પર લાવો છો? કપુત પુત્રની દાઝ દેખાડો છો કે શું? વ્યર્થ પરિતાપ શા સારૂ કરો છો? ગાંડાં શાં કાઢવાં? સ્ત્રીઓનો સ્વભાવ કાંઈ વિચિત્રજ હોય છે; તું રાજકાજની ભાંજગડમાં શું સમજે? વચન

ફેરવવું અને થુંકેલું ચાટવું બરાબર છે: તરૂણીને માટે સાંભળ, પ્રાચીન પુરૂષોની પણ કેવી ગતિ થઇ છે:—

(છપ્પો.)

તરૂણિ કાજ રઘુબીર, બિકટ બન બન બન રોએ,
તરૂણિ કાજ લંકેશ, શીશ દશ અપનો ખોએ;
તરૂણિ કાજ કૈકચ્ચ, કૂલ નીકંદન કીનો,
તરૂણિ કાજ સુરપતિ, શ્રાપ શિર અપને લીનો;
ચતુરાનન ભયે એ તરૂણિથેં, મદનકાંડ શંકર દહી,
કવિ ગધ કહેરે તરૂણિથેં, કોનહિકી પત ના ગઈ.

તરત તારામતીએ આવેશમાં આવી કહ્યું: પ્યારા પતિ, મારી મતિ આજ કાલ નાબુદ થતી જતી જણાય છે; મારૂં તેજ ગ્લાની પામી ગયું છે; મારૂં મન વ્યગ્ર થયું છે. સ્ત્રીજાતિ અબળા એટલે તેના પર ઠપકાના પ્રબળ પ્રહાર જાણે સ્રજેલા છે. આ પવિત્ર પૃથ્વીપર માત્ર નિષ્કંલક એવા પુરૂષજ, પરમપુરૂષે કર્યાં હોત તો કેવી મજે હતી! નાહક નફ્ટ અબળાની બલાથી મરદને શરદને બદલે ઉષ્ણતા થતી તો અટકત! દુનિયાંમાં બીજા દેશોમાં કોઈ રાજા રાજ કરેછે કાંઈ?! માટે પુત્રની દાઝ શાસારૂ હોય!! "ભાગ્યશાળીને ત્યાં ભૂત રળે"; પણ ભાગ્યવાનને પેટ જન્મ પામ્યો તેજ તેનાં હિનભાગ્ય!

સ્વામિનાથ! મારો જાયો વાઘસમા વાઘેલાનો ભાણેજ, રાઠોડનું બીજ, તે શું ખોટી નજરે કોઈ સામું જુએ કે? શું આપને તેવું સ્વપ્નું આવવું જોઈએ વારૂ?! શું તેને તેવું કોઇ પ્રકારનું ભાન છે એવું આપ ધારી શકોછો? તેની પાસે પીઢ માણસો રાખેલાં છે, વિદ્યાભ્યાસ કર્યાં કરેછે; દિલગિરી માત્ર એટલીજ કે, આપજેવા પવિત્ર નૃપતિપિતાથી આવો ન્યાય થાયછે! વાદી પ્રતિવાદીની વાત જોયા કે સાંભળ્યા પહેલાં રાજ્યાસનપર બેસી એકતરફી નિર્ણય કેમ થાય? વળી પુત્ર તો જાણે શત્રુ કે તેનું

મોં પણ નહીં જોવું ! ખરેખર આવા વિચિત્ર પ્રકારનો ન્યાય તો જનસમુદાયને પણ ચોંકાવી દે! ધિક્કાર હજો મને, કે તેવા કુ-પાત્ર પુત્રને કૂખે રાખ્યો!! અરે રામ ! આમ થવાથી મને અને મારા બાપદાદાની સાતે પેઢીને તમે લાંછન લગાડો છો. શું કરૂં પૃથ્વીમાતા માગ આપે તો અંદર ઉતરી જાઉં! સ્વામિન્! શું કરૂં કે હું અબળાજાતિ નિરૂપાય છું, તોપણ હું મારા લાડકા લક્ષ્મ-ણને તરવારવતી શિરચ્છેદન કરી, તમારી સમક્ષ મરીશ. હવે તમારે ને મારે શો સંબંધ!! અરે! મારા પ્રાણથી વહાલા પુત્રને રઝળતો મૂકીશ? ના, ના, પ્રાણપતિ હું કદી તેમ નહીં થવા દઉં!

અમરસિંહે સિંહરૂપ થએલી સતી તારામતીને ધીરજથી કહ્યું:–તમારે આટલી બધી રીસ કરવી ન જોઈએ. રૈયતનું ર-ક્ષણ કરવું એ મારો પરમ ધર્મ છે. ન્યાયને રૂડે રસ્તે ચાલવાથી રાજની કીર્તિ વધેછે. આજ છ પેઢી થયાં કોઈ પ્રકારનો પોકાર નહોતો. પ્રજા નારાજ થઈ પરરાજ્યમાં ચાલી જાય તો આપ-ણી નાલેશી ને નામોશી થાય; વળી અપકીર્તિની કાળી ટીલી ચોટે તે જુદી. તે કરતાં પુત્રને વાજબી રીતે દેશવટો દીધો, તેમાં શું ખોટું? ગામ ગામ ને ઘાટ ઘાટનાં પાણી પીશે, દેશ દેશનો અ-નુભવ લેશે, દીનવેષે સૃષ્ટિસૌંદર્ય નિરૂપશે, અવનવા લોકોનું ઓળખાણ મેળવશે અને ટુંકામાં પ્રવાસથી એનું બુદ્ધિચાતુર્ય ખી-લશે. પછી રાજકારભારમાં મને મદદગાર અથવા સાધનભૂત થાય તેમાં શું કહેવું? તું સમજુ, ભણેલ છતાં ઉલટો આગ્રહ કરે એ શું યોગ્ય?

તારામતીએ તાત્પર્ય જાણી ટાણું જોઈ તાનો માર્યો. ગમે તેમ છે, પરંતુ મારો દીકરો બદનામી વ્હોરી દેશાટન કરે ને પક્કો થાય, તે જોવાને હું ઈચ્છતી નથી. કુંતલપુરના રાજાના કુંવરે ખૂન કર્યું હતું તેને શી શિક્ષા થઈ; દેવગીરીના રાજપુત્રે બળા-ત્કારસંભોગ કર્યો હતો, તેને કયે દેશ મોકલ્યો; મિથનકોટના પાટવીકુંવરે સૃષ્ટિક્રમવિરૂદ્ધ મૈથુન કર્યું તેને શું શાસન આપ્યું?

તેઓ તો જાણે અપરાધી હતા, તેમ છતાં આવી ભારે શિક્ષા થઈ સાંભળી નથી. મારી માગણી ને લાગણી માત્ર એટલીજ છે કે, આપ ન્યાય કરો તેમાં હું આડે આવવા માગતી નથી. ન્યાયમાં યોગ્ય લાગે તે શાસન કરો, તેથી મને જરાપણ ઓછું લાગવાનું નથી, પણ નાહક મારા પ્યારા પુત્રને કદી ફેંકી દેવા નહીં દેઉં: તેમ છતાં આપ મુખત્યાર છો.

આકરો સ્વભાવ કરી **અમરસિંહે** કહ્યું કે, મારૂં વેણ કદી ફરવાનું નથી. વ્યર્થ તકરારમાં કાંઈ સાર નથી. હું કાલ સવારમાં તેને હુકમ આપવાનો છું. તમારે પણ મારા મતને મળતાં થવું જોઇએ. થઈ ગયું તેને માટે હવે હું કંઈ કરી શકવાનો નથી. તમે તર્ક વિતર્ક મુકી દો, કેમકે તેથી કાંઈ સિદ્ધિ નથી, હું શ્રમિત થયેલો બે ઘડી ઉંઘુંછું.

**તારા** મનમાં વિચારવા લાગી કે, રાજા હઠ લઈ બેઠા. રાજહઠ એટલે તે ધારે તે કરે. પછીથી ભલે તેમાંથી સારૂં યા માઠું ફળ મળે, તેની પરવા થોડી રાખે. જ્યારે રાજાએ ગેર ઇનસાફ કરી બાળક બુદ્ધિ વાપરી,--તેઓ વિદ્વાન, ને કાયદા કાનુનમાં સારૂં જ્ઞાન ધરાવનારા છે--પણ ઈશ્વર જાણે આમાંથી શું પરિણામ નીકળશે ? ભલા ઠીક છે. ઉંઘી ઉઠયા પછી પ્રકૃતિ સારી થશે, એટલે મારે જે વળી કહેવું ઘટશે તે કહીશ. તેનો સ્વિકાર નહીં કરતાં કદી હઠ લેશે તો તે રાજહઠ કરતાં સ્ત્રીહઠ હારશે નહીં. “ વિનાશ કાળે વિપરિત બુદ્ધિ” એમ રખેને થતું હોય! મારા પેટમાં જ્વાળા કેમ પ્રગટી ન હોય! બીજું કંઇ કરતાં રખેને રાજાને અડચણ આવી પડે અને તેમ થાય તેમાં પણ ખુશી થવાનું નથી. પરમેશ્વર સારૂં કરો.

એમ વિચાર કરતી કરતી રડતી જાયછે, એટલામાં રાજા જાગી ઉઠ્યા. જુએછે તો ઉતરી ગએલ ચ્હેરે ખુરશીપર **તારા**મતીને જોઈ. તેણીએ આંસુ લોહી નાંખ્યાં, અને સચેત થઇ બેઠી. રાજા ગુસ્સામાં હોય એમ તુરત નિદ્રાવશ થયા.

તારામતીને કોઈ રીતે ચેન પડતું નથી. વિચારરૂપી વહાણ મધ્યસમુદ્રે ભર તોફાનમાં ડુબવા લાગ્યું, અને ગળગળે સાદે અને અંતઃકરણની દાઝે કહેવા લાગી કે, પરમાત્મા! મારા સ્વામિ ક્ષણવાર પણ મને બોલાવ્યા વિના રહી શકે નહીં, તે ક્રોધાંધ થઇ ગયા જણાય છે. પ્રાતઃકાળમાં ખરેખાત મારા પુત્રને દેશવટો દેશે, ત્યારે મારાથી શું પરાક્રમ થશે? પતિ સામે હું લડવા ઉઠું તો મહા પાપણી કહેવાઉં! કદાપિ કુંવરને બોલાવી પીયર તરફ જવા ધારૂં પણ તેમ કરવું એ તેથી પણ હલકું છે, અને તેમ કરવા મન કબૂલ થતું નથી. હવે ઉત્તમમાર્ગ એજ છે કે દેહ ત્યાગ કરવો. પણ "આત્મઘાત મહાપાપ." મેં વળી એમ પણ સાંભળ્યું છે કે સાતે અવતાર તેથી આપઘાત કરી અફલ કહાડી અતિ અધમ પંક્તિમાં પડવું પડશે. ગમે તેમ હો પણ મારે ખચીત મરવું મરવું ને મરવું. જશ કરતાં જીવ જવા દેવો એજ યોગ્ય છે. લાજવિના રાજ એ નકામું છે. મારા દુઃખનો પાર તે વિના આવે તેમ નથી.

રાજા ઘસઘસાટ ઉંઘેછે, તેવામાં રાજાની તાતી તરવાર લઇ બહારની અગાશી પર જઈ, આવેશમાં આવેલી પરિતાપવતી સતી તારા આક્રંદ કરતી ગાય છેઃ—

## ( પદ. )

રાગ રામગ્રી અથવા શંકરનંદના મહિનાનો ઢાળ.

લાડકવાયા સૂલક્ષણા, મારા પુત્ર પાવન;
તારા વીયોગે વ્યથા થતાં, મારૂં તલસેછે મન ;—લાડકવાયા. ૧

તાતનું દૃષ્ટ સહાસ ને, વળી માત વીયોગ;
સાલસે દીલમાં તૂજને, આહા! કેવો સંજોગ;—લાડકવાયા. ૨

આળ આવ્યું તૂજ ઉપરે, થયો દેશથી દૂર;
હા! શિવ! હા! પ્રભુ! હા! હરિ!, હું છું તારી હજૂર;—લા૦. ૩

વિકટ સંકટનાં કટક બધાં, કેમ વેઠીશ બાળ ;
વાઘ વરૂ રીંછ વાંદરાં, વનમાં વીકરાળ ;—લાડકવાયા. ૪
સુખની સય્યા વનમાં નથી, નથી છત્ર પલંગ ;
પાથરી અંગને પોઢવું, એવી વેળા છે તંગ ;—લાડકવાયા. ૫
ભાવતાં ભોજન ત્યાં નથી, નથી સુજન સમાજ ;
રાજ રતીપૂર ત્યાં નથી, કેમ રહેવાની લાજ ;—લાડકવાયા. ૬
છેવટ પણ નથી મૂજને, થાતો તારો મેલાપ ;
ધિક ધિક ચિત્તની ટેકને, ચાહે પાડવા ઝાપ ;—લાડકવાયા. ૭
સૂજ્ઞ સુશીલ તું છે બહુ, એજ મુજને સંતોષ ;
ઇશ્વર સાહ્ય થઇ તુંને, કાપશે દુઃખ દોષ ;—લાડકવાયા. ૮
સૂખી સંતોષી સદા થજે, ઈશ પૂરશે આશ ;
માતા વીયોગ વીસારીને, ભજજે અવિનાશ ;—લાડકવાયા. ૯

"હે સત્યમૂર્તિ, સ્વયંભુ, સર્વાંતર્યામી ! અજન્મા, સુખદાતા, કરૂણસાગર, ભક્તવત્સલ ! જો કે મેં આજપર્યંત મારા સ્વામિનું વચન ઉલ્લંઘન કર્યું નથી, અને તારી પૂર્ણ કૃપા અને મદદથી મેં મારૂં પતિવ્રત પાળ્યું છે; મેં મારા સ્વામિની સાથે સતી થવા નિશ્ચય કર્યો હતો, તોપણ કુડાં કર્મનાં કડવાં ફળ ચાખવા વખત આવ્યો છે. હું સંતોપ માનુંછું કે સ્ત્રીધર્મ સંભાળી પુત્ર પ્રેમ અર્થે સૌભાગ્ય સજી પરલોક પામીશ. પરમાત્મા ! પ્રભુ ! હું જે કામ કરવા ધારૂંછું તેમાં મોટો દોષ રહેલો છે. પણ નિરૂપાય ! ! હે સર્વજ્ઞ ! હવે હું તારી હજુરમાં આવવા તૈયાર છું. મારાથી જાણે અજાણે થયેલાં સર્વ પાતકો ક્ષમા કરી તું તારી લેજે. હું હવે માત્ર તારેજ શરણેછું.

## ( લલિતછંદ. )

કપુત (!) પુત્ર ઓ વિજય લક્ષણા, દુર તું મૂજથી એ વિટંબણા ;
વિકટ મારગો કેમ કાપશે, વિરહ વેદના દુઃખ આપશે. ૧
પિયર માહરાં પૂછશે મને, નગરમાં ગપાં ચાલશે અને ;
તુજ વિયોગથી ના જિવી શકું, પલક માત્રએ ના હવે ટકું. ૨

કરમની ગતી કારમી અતી, નવ ફરી શકે કોઇથી રતી;
ઝુરિ ઝુરી તું રે દર્દ પામશે, વદન માતનું ક્યાં નિહાળશે. ૩
દિન ઉગે થશે દેશ વર્જવા, હુકમ તું સહે કેમ બન્ધુવા;
હૃદય માહરૂં ફાટિ જાયરે, તનુજ તું વિના નીરઉપાયરે ૪
પરમ ઈશ્વરા વિશ્વના ધણી, મદદ આપજે માગણી સુણી;
અધિક શું લવું દુઃખમાં પડી, અધમ પાપિણી દોષમાં સડી. ૫
સકળવ્યાપિ તું હે વિશંભરા, સબળ શાંતિ દે જ્ઞાનસાગરા;
તનય મૂજ છે તૂજ આશરે, ફિકર જેનિ છે મૂજને ખરે. ૬
શરણ તાહરે તાત હું હવે, વિપત તાપથી આંધળી થવે;
કર સહાય હે વિશ્વરાયરે, ભવ સમુદ્રથી તો તરાયરે. ૭

નારાયણનું નામ લઈ **તા**રામતીએ તાતી તરવાર તરત ડોકે માંડી, કે ધડ ને માથું નોખાં થઈ ગયાં. અગાશી લોહીલોહાણુ થઇ રહી.

**તા**રા, પતિવ્રતા **તા**રા! ખરે સ્ત્રીરત્નનો એક અનુપમ નમુનો હતો. કવિ કહે છે કેઃ—

## ( કુંડળિયો. )

"સર સર હંસ ન હોય, બાજ ગજરાજ ન દર દર,
તર તર સુફલ ન હોય, નાર પતિવ્રતા ન ઘર ઘર;
ફન ફન મનિ નહિં હોય, મલયગિરિ હોય ન બન બન,
તન તન સુમતિ ન હોય, મોતિ જલ બુંદ ન ધન ધન;
રન રન શૂર ન હોય, સબ જન હોય ન ભક્ત હર,
કવિ ગધ કહેરે ગુનિ જનો, સબ જન હોય ન એકસર."

રાજા સવારે ઉઠી અગાશીમાં જાય છે ત્યાં આ દુઃખદાયક બનાવ તેની દૃષ્ટિયે પડયો. પ્રિયાવિરહનું અસહ્ય દુઃખ તેના શરીરમાં ઉભરાઈ ચાલ્યું. આંખે જળજળીયાં ભરાઇ આવ્યાં. રજપુત રાજાનું વજ્ર સરખું હૃદય સ્ત્રીવિરહથી ભેદાઈ ગયું. અત્યંત પરિતાપ કરવા લાગ્યો; પણ લીધેલું પણ મૂકવાની એ ટેકીલા

ટેડા રાજાએ, આ ચીતાર નિરૂપતાં પણ પોતાની મનોભાવના બદલી નહિ. મનનાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. રંગમહેલનાં એકદમ બારીબારણાં વાસી કુંવરને હુકમ કહેવરાવ્યો કે, તારે એક અવરમાં આ પુરનો પરિત્યાગ કરવો. વીર્યવાન અમરસિંહે પોતાનું નામ અમર કર્યું; જે સાર્થક તેણે આ એનની વેળાએ અનુભવાવ્યું.



## પ્રકરણ ૫ મું.

ખોટાં આળ કે આરોપથી અધિક દુઃખદ શું? જાતવાન જોદ્ધાને તેથી બીજું ઓછું તે શું? રાજકુંવર તખ્તને ટેકી મહા વિચારમાં ઉદાસિન ચ્હેરે પડ્યો છે. પ્રધાનપુત્ર વિજયચંદ તેમી પાસે બેઠો છે. રાજકુંવર કહે છે કે, શું વિશ્વમાંથી ન્યાય નાશ પામ્યો? પૃથ્વીમાતા ભાર કેમ ઉપાડી શકશે! મેં કાલે તમને કહ્યું હતું, તેમજ સાંભળ્યું. પિતાજીનો હુકમ આવે કે સિરોચસ્મ કરી રવાને થઈ જવું; "यद् भावि तद् भविष्यति" જો આપણે ઈનિસાફ માગીએ તો આપણો બોલવાનો હક છે. પણ કાંઈ નહીં, "નસીબ બે ડગલાં આગળજ" હોય છે. આપણે તો એમજ માનવું ને કરવું કે "રાજા બોલે તે ન્યાય અને પાસો પડે તે દાવ:" પરિણામ સારૂં થવાનું નથી. પણ મને તો તીર્થરૂપ પ્રાણથી વહાલી મારી માતુશ્રીની વધારે ચિંતા છે. આપણે બેગુન્હે માર્યા જવાનું થાયછે એજ ફિકર વધવાનું કારણ છે. મારી માયાળુ માજી મારા વિના જીવી શકશે નહિ. તેણે મારે માટે આકાશમાંથી તારા ઉતારવા બાકી રાખ્યા છે. મારેસારૂ તેણે અનેક દુઃખો સહન કર્યાં છે. મને જોઈને આનંદ લેતી, તેની મારી ગેરહાજરીમાં શી દશા થશે, તેનું હું અનુમાન બાંધવાને

પણ અશક્ત છું. માતાનું હૃદય પુત્રપ્રેમમાટે જોતાં અવર્ણ-નિય છે. શાસ્ત્રકાર પણ કહે છે કે.—

सुधामधुविधुज्योतिमृदुताशर्करादितः ।
वेधसा सारमुद्धृत्य जनितं जननीमनः ॥

અમૃત, મધ, ચંદ્રમાનું તેજ, કોમળતા અને સાકર આદિ-માંથી સાર સાર લઈને વિધાતાએ માતાનું મન ઉપજાવ્યું છે.

**વિ**જયચંદ બોલ્યો કે, મહારાજા કુંવરજી ચાલો, આપણે આપણાં ભાગ્ય અજમાવવાં. હું આ દેહ તમને અર્પણ કરી ચુક્યો છું. આ દુઃખનું બિયામણું વાદળ જે છવાયું છે તે પણ મારેમાટેજ. હવે હું ઘરે જઈ તૈયારી કરૂં, હિંમત રાખવી. "હિંમત મરદાં તો મદદ ખુદા." આમ વાતો કરેછે, એટલામાં રાજા **અમરસિંહે** મોકલેલો સીપાઈ આવ્યો, તે હાથ જોડી રાજકુંવર સન્મુખ ઉભો. કુંવરે પૂછ્યુંઃ–કેમ આવ્યા? સીપાઈ સ્તબ્ધ થઈ ઉભો. શું કહે જીભ તો ઉપડતી નથી. થોડી વારે બી'તો બી'તો બોલ્યો. મને રાજાસાહેબે મોકલ્યો છે, તે-તે-તે-હુકમ કરેછે,—કુંવરસાહેબ, કહેતાં મારી જીભ તૂટી પડેછે. કુંવર કહેઃ જે કહ્યું હોય તે બેધા-શક કહે. કહ્યું કેઃ–" કુંવર લક્ષ્મણને કહેવું કે તમને પાંચ વરસનો દેશવટો આપવામાં આવેછે; માટે એક કલાકની અંદર ગામ બહાર નીકળી જવું." કુંવર દુઃખાવેશે મનમાં કહેવા લાગ્યોઃ અરે! પિતાજીને મારો એવડો તે શો વાંક વસ્યો હશે? હશે ઇશ્વર જે કરે તે સારાસાર. પિતાજી મારૂં કાળું મોં નથી જોવાના એ વાતની મને જેટલી ચિંતા થતી નથી, તેથી વધારે મારી માતુશ્રીને માટે છે. સીપાઇને કહે ઉભો રહે, હું રાજાજી પર ચિઠ્ઠી લખી માતુ-શ્રીને મળવાની રજા મંગાવું. કેમકે વગરરજાએ મળવા જવું એ હું હવે મારો ધર્મ સમજતો નથી. એમ કહી ચિઠ્ઠી લખી દીધી.

પ્રધાનપુત્ર બોલી ઉઠયોઃ મહારાજ, ઈશ્વર કરે તે યોગ્યજ

માનવું, હું અર્ધા કલાકમાં તૈયાર થઈ આવુંછું. જરા પણ પરિતાપ કરશો નહીં. શું આપણું ગુજરાન નહીં થાય?

## (છપ્પય.)

"મોર મેર પર ચુંગે, ચુંગે હંસા જલ સરવર,
*શેર જંગલમેં ચુંગે, ચુંગે પંછી જલ તરવર;
ગજ કજલી બનમે ચુંગે, ચુંગે પાતાલ ભૂજંગમ્,
મછ કછ સબહીં ચુંગે, ચુંગે ઘર બધે તુરંગમ્;
જીવ જંત સબહીં ચુંગે, વાકી ગાંઠ કયા ગર્થ હે,
ચિંતા મત કર નિઃચિંત રહે, પૂરનહાર સમર્થ હે."

પાંડવો બાર વરસ સુધી વનમાં રહ્યા તેની આગળ આપણું શું ગજું? "જેમ જેમ ભૂમિ પાલટે, તેમ મૂલ ઘણેરાં થાય" આવા વખતની બલિહારી છે. રાજા હરિશ્ચંદ્ર, નળરાય, દમયંતી, એ કસોટીમાં ન આવ્યાં હોત તો આજ અમરપણું ભોગવતાં આપણે કયાંથી સાંભળત? બહુજ સારૂં થયું. દેશાટન લાભકારીજ છે.

देशाटनं पंडितमित्रता च, वारांगना राजसभाप्रवेशः।
अनेकशास्त्राणि विलोकितानि, चातुर्यमूलानि भवंति पंच॥

પરમેશ્વરનો ઉપકાર માનવો; વિલંબ કરવો મુનાસબ નથી. હું તૈયાર થઈ આવુંછું, આપને તૈયારી કરવી હોય તે કરાવો.

રાજકુંવર કહ્યું:– તમારે મારી સાથે આવવા જરૂર નથી; કારણ કે તમારા પિતા વૃદ્ધ છે, તેમ આખા ઘરનો ખટરાગ તમારે સિર છે. માતુશ્રી બાબત પણ હું નચિંત રહીશ, કેમકે તે તમને જોઈ મન વાળશે. માટે તમારે આ મારૂં કહેવું માનવું ઘટેછે.

---

* વાઘ.

વિજયચંદ બોલ્યોઃ— સાહેબ, મને જે યોગ્ય લાગે છે તે કરૂં છું ને કરીશ. એમ કહી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૬ ઠું.

રાજા અમરસિંહ મહા વિચારમાં ગરકાવ થએલો, સાહસ થઇ ગયાનો પસ્તાવો કરતો અને પોતાનું વચન ખરૂં પાડવાની તૈયારી કરતો બેઠો છે. ભાન જેનું ગએલું છે એવો, બેઠો બેઠો હોક્કો પીએછે. વલી મનમાં દિલાસો લે છે કે,

### દોહરો.

"બીતી તાહિ બિસાર દે, આગૈકી સુધ લે;
જો બનિ આવૈ સહજમેં, તાહીમેં ચિત્ત દે."

આ વેળાએ રાજાની સ્થિતિ અતિ ચિંતાતુર બની ગઈ.

### દોહરો.

"ચિંતા જ્વાલ શરીરબન, દાવાનળ લગિ જાય;
પ્રગટ ધુંઆં નહિ દેખિયૈ, ઉર-અંતર ધુંધવાય."

એટલામાં કુંવર પાસે મોકલેલા સીપાઈએ આવી જાહેર કર્યું કે, રાજાસાહેબ આપનો હુકમ કુંવરજીએ માથે ચડાવી, મને આ ચિઠ્ઠી આપી છે, ને કહ્યું છે કે, જવાબ તાકીદે લાવજે. રાજા લખોટો ખોલી વાંચે છેઃ—

પરમપૂજ્ય તીર્થરૂપ પિતાજી!

આપે હિનભાગ્ય પુત્રનું મોં નહીં જોવા પ્રતિજ્ઞા લીધી છે તે, તેમજ ઈન્સાફ કર્યા વિના દેશપારની શિક્ષા કરી છે, એ ખાતે આ વખંત કંઇ લખવાની હું જરૂર જોતો નથી. આપનો હુકમ માથે ચડાવ્યો છે. શ્રી રામચંદ્રજી જેવાને વનવાસ જવું પડયું તો હું કોણ માત્ર? દેશાટન એ જીંદગીનું સાર્થક છે. આપે ઠરાવેલી મુદ્દતની અંદર ગામ તજી દઇશ. પણ મારી એક અરજ છે કે, મારાં પ્યારાં

માતુશ્રીને મળી મારે રજા લેવી છે. હું અપરાધી ઠરેલો માણસ આપના રાજ્યગઢની અંદર રજાવિના આવું એ વાજબી નહીં, એમ ધારી રજા માગુંછું, તો કૃપા કરી આપશો.

તમારો સદાનો આજ્ઞાંકિત્,

**લક્ષ્મણ.**

**અમરસિંહે** પત્ર વાંચી દયા દર્શાવ્યા સિવાય ક્રોધના આવેશમાં જવાબ લખી વાળ્યો.



## પ્રકરણ ૭ મું.

પ્રધાનપુત્ર તૈયાર થઈ આવ્યો ને કેટલી વાર છે એમ કુંવરને પૂછે છે. કુંવર કહે છે કે હવે જવાને માત્ર પંદર મિનિટ બાકી રહી છે, હજુ જવાબ આવ્યો નહીં. માતુશ્રી પાસે પાંચ દશ મિનિટની રોકત થશે. બાકી કશી ઢીલ નથી. બધી તૈયારી-જ છે. હથિઆરો ને તેનાં સાધનો લઈ લીધાં છે. અશ્વ તૈયાર છે. પિતાજી તર્ફથી આવેલો દેશવટાનો વેષ પેહેરી લીધો છે. એટલામાં ચિઠ્ઠી લઈ સીપાઈ આવ્યો: " કુંવરજી લ્યો ચિઠ્ઠી, રાજાજીએ આપી છે." વાંચે છે.

કપુત **લક્ષ્મણ.**

તારી માતુશ્રી જ્યારે આજ તારૂં મોં જુએ ત્યારે શું રહ્યું ? તારી માતુશ્રી તારી વિરૂદ્ધ થઇ કહે છે કે હું એ કપુતનું મોં જોવાની નથી.

**અમરસિંહ.**

ચિઠ્ઠી વાંચી પ્રધાનપુત્ર અને રાજકુંવર વિલા પડી ગયા. અરેરે! મારી વહાલી મા, તને એ શું સૂજ્યું? અરે! મારે આ મારા દુ:ખની વાત કોને કરવી ? માતુશ્રી ! તારૂં પ્રેમાળ મોં જોઈ મને આનંદ મળત, તું દુખતાપર ડામ દેવા કેમ હિંમતવાન થઇ. મારી પ્યારી માડી, દુનિયાં હવે નાશ પામવી જોઈએ !

સૂર્ય ચંદ્ર અસ્ત થવા જોઈએ! માતુશ્રી મારો એવડો શો અપરાધ તમારા અંતઃકરણમાં ચોંટી ગયો વારૂ! હવે મારી હિંમત રહેતી નથી. મારી જનેતા! મારા સુખનું નાવ! મારા આનંદનો ખજાનો! અરે! પ્રેમનું પવિત્ર સ્થાન! તે મને આમ કહેવરાવે છે. અરે! દુનિયાંમાં માણસને માથે દુઃખનાં ઝાડ ઉગેછેના! હરિ હરિ!! એમ કહી ચિઠ્ઠી ગજવામાં મૂકી પરબ્રહ્મ પરમાત્માનું નામ લઈ, દેશવટાના પેહેરેલા કાળા ડ્રેશથી સવાર થઈ ચાલવા માંડયા. લોકો અચંબો પામવા લાગ્યા. ગુણજ્ઞ સ્ત્રીપુરૂષોની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. રાજકુંવર શ્યામ વેષે નીચે મોઢે બન્ને હાથે સલામતી લેતો જાય છે. ગામ બહાર નીકળી બધાને રજા આપી રાજકુંવર અને પ્રધાનપુત્રે ઘોડાં વેહેતાં મૂકી દીધાં. આ પ્રસંગે ભિન્ન ભિન્ન લોકચર્ચા થવા લાગી ને તેમાં કોઈ રાજાનો, તો કોઇ રાણીનો, કોઇ પ્રધાનનો તો કોઈ મહાજનનો વાંક કહાડી તરેહદાર વાતો કરવા લાગ્યાં. "ગામને મોઢે ગળણું હોય નહિં." એ કહેણીએ આ પ્રસંગે વિવિધરૂપે પોતાનું ચિત્ર પ્રદર્શિત કર્યું.



## પ્રકરણ ૮ મું.

દિન પ્રતિદિન નગર ચર્ચા વધી પડી. સ્ત્રી, પુરૂષ, અને બાળક સુધીમાં એમ કહેવાયું કે **અમથાશાની અટકચાળી ચતુરીની** વાતપરથી રાજાએ કુંવરને દેશવટો દીધો! બહુ ભુંડી થઈ. કોઇ કેમ ને કોઈ કેમ જેને જેમ ઠીક લાગ્યું, તેમ વાતો કરવા લાગ્યાં. કોઈ કહે મહાજનોએ જઈ 'કાગનો વાઘ' બનાવી દીધો. લક્ષ્મણભાઈની ચાલ કયે દિવસ હલકી હતી. આપણામાંજ ક્યાં અક્કલ છે. કોઈ કહે, ચાલો રાજાજી પાસે અરજ કરી પાછા વળે તેમ કરીએ. એક શેઠે કહ્યું, **અમથાશેઠ** તમારી દીકરીને પૂછો તો ખરા શી વાત બની? **અમથાશાએ** કહ્યું કે, મેં રાતે

પુછયું તો વાતમાં કંઈ માલ નહોતો. રાજકુંવર તો બિચારો બોલ્યોજ નથી. સૌએ અમથાશેઠને ધિઃક્કાર દીધો. ધૂળ જેવી વાત કેટલી વધારી દીધી. સ્ત્રીમંડળમાં વાતો થવા લાગી તે તો જૂદી. પ્રાણકુંવરે કહ્યું કે જોયું, રાણીના લાડકવાયા કુંવરને દેશવટો અપાવ્યો. બધી સતી જેવી છે તે આપણે નથી જાણતાં? પાર્વતીબાઈ બોલ્યાં, અમથાને આજ કાલ બે પૈસા ગાંઠે થયા તો રાંડો છકી ગઈઓ! છાણાં મેળવતાં તે દિ. ભૂલી ગયાં! કામચતુરી કયાં ઓછી છે? બધાં શૂલીનાં ફૂલ છે! દયામણે મોઢે ડાહીબાઈ બોલ્યાં, અરેરે બાઈ! તારામતિને કેટલું દુઃખ પડયું? ભગવાન આવું દુઃખ કોઇને આપીશ નહીં. એમ સૌ પોત પોતાની અક્કલ વાપરવા લાગ્યાં. એટલામાં મનને ખેદદાયક ખબર આવ્યા. અમથાશાને કાળી ટીલી બેઠી, અમથાશાનું ભુંડું થજો. મોટાં પાઘડાં બાંધી શેઠો ત્રણ વરસની છોકરીની વાત સાંભળી રાજા પાસે ગયા. કુંવરને દેશવટો દીધો તે રાણી સહન કરી શકે? રાણી તારામતિ આપઘાત કરીને મુઆં! કાળો કેર થઇ ગયો. બહુ ભુંડું કામ બન્યું. બજારે ને શેરીએ, ફળીએ ને ઘરે, ચોકે ને ચબૂતરે, દવાખાનાં ને પાઠશાળામાં, ગામમાં ને બહાર, અકળા કેર વર્તાયો!! "આપણા રાજાની દશા અવળી બેઠી. પ્રજાના ભોગ મળ્યા." ચોતરફ હાય બોયના પોકાર થઈ રહ્યા છે! ઠેકાણે ઠેકાણે એજ વાત ચાલી રહી. લોકોના ચ્હેરા લેવાઈ ગયા. નાનું ને મોટું આંસુ પાડી પાડી વાતો કર્યા કરતાં હતાં. હવે શું કરવું. તારામતી તો તારામતી, એવી સતી સ્ત્રી આ અવનીપર ભાગ્યેજ હશેઃ પ્રભુ પ્રભુ!!

---

## પ્રકરણ ૯ મું.

અમરસિંહ ને પ્રધાન અગાશી આગળ ઉભા છે. શબ્દ શૂરવીરતા, દયા તથા ખેદ ઉપજાવતું અગાશી ઉપર પડવું છે હાથમાં

તરવાર રહી ગઈ છે. મહાભયાનક દેખાવ દૃષ્ટે પડયો. અમીર ઉમરાવને ખબર પડતી જાય છે તેમ એક એક કે જથાબંધ આવતા જાય છે. અમીરઉમરાવ શેઠશાહુકાર આવી શું જુએછે. અમરસિંહની ઉતરી ગયલી શોકજનક મુખમુદ્રા, તથા સૂવર્ણમય જેવી જેની કાંતિ છે એવી, અભિસારીકા વેશ ધરેલો છે એવી, ઝગઝગતી અને લોહીલોહાણુ થઈ ગએલી તરવાર હાથમાં ધરેલી છે એવી,–દેખવામાં રૂપાળી ને ખાવામાં ક્ષણમાં પ્રાણ હરે તેવી–મહારાણી **તારા**મતી અગાશીના એક ભાગપર દૃષ્ટને દંડ દેનારી પ્રચંડ દેવી રૂપે પ્રકાશી રહી છે.

**તારા**ના મૃતશરીરને વિધિસર સ્મશાનમાં લઈ જઈ અગ્નિદાહ દેવાની તૈયારી થવા લાગી. શબને નવરાવી, રાજને શોભે તેવાં મૂલ્યવાન નવિન વસ્ત્રો પેહેરાવી, સુગંધમય પુષ્પો પાથરી ઠાઠડીનો ઠાઠમાઠ કર્યો. સ્મશાને લઈ જવા બજાર વચ્ચે આવ્યા. દુકાનદારોએ હડતાળ પાડી. ગામ આખામાં કળેળાટ થઇ રહ્યો. નૌતમ નગરનારીઓ રૂદન કરવા લાગી ને કરૂણારસના વર્સાદે સઘળે રેલછેલ કરી નાંખી. **તારા**મતીએ સ્ત્રીઓને કેટલીએક જાતની સહાય કરી હતી. ભણતર, ભરતર વગેરે સારી રીતે શીખવવાનું શરૂ કર્યું હતું. સૌ લોક કહેવા લાગ્યા, **તારા**મતી સાક્ષાત્ દેવીનો અવતાર હતી તે પરલોક પામી, કુંવર દેશવટે ગયો, હવે રાજાની દશા માઠી બેઠી. આ બધાં ચિન્હો રાજય અને રાજાનું અનિષ્ટસુચક છે. પાંચ કોશીમાં આ પોકાર પહોંચી ગયો. રાણીની સુવાસ તમામ પ્રજામાં સામાન્ય હતી. તે સદા ઇનસાફને ચાહતી, અને અંતે તેણીનું મૃત્યુ પણ તેવાજ કારણસર થયું:—

**या राका शशिशोभना गतघना सा यामिनी यामिनी ।**
**या सौंदर्यगुणाऽन्विता पतिरता सा कामिनी कामिनी ॥**

या गोविंदरसप्रमोदमधुरा सा माधुरी माधुरी ।
या लोकद्वयसाधनी तनुभृतां सा चातुरी चातुरी ॥ १ ॥

**ભાવાર્થ:**–જે પુનમે નિરભ્ર આકાશ છતાં ચંદ્રથી સુશોભિત છે તેજ યામિની ( રાત્રી ), જે સ્ત્રી સૌંદર્યાદિ ગુણોથી યુક્ત છતાં પોતાના પતિની સાથેજ રત હોય તેજ કામિની, જે કથામાં શ્રીકૃષ્ણચરિત્રનું મધુર કથન હોય તેજ કથા મધુર, અને જે કૃતિ ઐહિક અને પારલૌકિક સાધનને કારણ થઈ પડેછે, તેજ ગુણની કૃતિ ચાતુરી જાણવી.

લોક વાણી તેજ આકાશ વાણી. બધા કહેવા લાગ્યા કે હવે રાજની પડતી સમજજો. સ્મશાને જઈ આવી સૌએ સરિતાતીરે સ્નાન કર્યાં. ગામમાં સૌ દરબારગઢ સુધી જઈ પાછા પોતપોતાને ઘેર ગયા. ભાગ્યવતી **તા**રામતિના પુણ્યનો પાર ન્હોતો, તેણે જીવીએ જાણ્યું ને મરી પણ જાણ્યું. એમ વાતો ચાલવા માંડી.

આસપાસના ખંડિઆ રાજાઓ, તેમના કારભારીઓ અને કેટલીક રૈયતને ખબર પડવાથી ખરખરો કરવા આવ્યા. તેઓએ આવી દિલગીરી બતાવી. **તા**રામતી જેવાં સતી થવાં દુર્લભ છે. એ બધું ઠીક, પણ રાજાજી કુંવરે એવડો શો વાંક કર્યો હતો કે દેશવટો દીધો ? એ કાળા કર્મની કાશથી પતિવ્રતા **તા**રામતીને આપઘાત કરવો પડ્યો. **અ**મરસિંહે કહ્યું: એ વાત મને કોણ પૂછનાર ? હું પોતે સ્વતંત્ર છું, એવી વાત કરનારને શાસન કરીશ. આવા અહંકારના શબ્દો સાંભળી ગરાસીઆ પોતાના ગામ તરફ રવાને થયા. કોઈની યથાસ્થિત આગતાસ્વાગતા ન થઈ તેથી તથા ભર સભામાં રાજા વિવેક છોડી બોલ્યો તેથી બહુ માઠું લાગ્યું. **અ**મરસિંહે બહુ ભુંડી કરી, હવે આપણે માલ વિનાના ધણીના તાબામાં શાસારૂ રહેવું જોઈએ, એમ

તેઓ છાનીછવાઈ વાતો કહેછે; ત્યાં અમરસિંહના દરબારમાંથી ભૂખ્યો રહેલો ભાટ બોલી ઉઠયો. મને આખી નગરી ઉજડ જેવી લાગી. રાજકુંવર ને પ્રધાનપુત્ર દેશપાર થયા. એ થોડી વાત છે? હવે તમારે સમજી રાખવું કે દિવસે દિવસે લક્ષ્મી ઘટતી જશે. સાક્ષાત્ લક્ષ્મીરૂપ તારામતી ચાલ્યાં ગયાં. પ્રથમ રૈયત અને પછીથી ગરાસીઆ, તમે સૌ ચુડી પેહેરી બેઠા છો. હથિઆર સજાવી તૈયાર કરાવો અને રણયજ્ઞ રોપો. હવે ત્યાં અઢાર ગાડાં અંધારૂં સમજજો. અમે આજસુધી મફતનું ખાઇ બગાડીએ છીએ તે શાસારૂ? ફક્ત તમારા રંગમાં રમવામાટે. ધન્ય છે ચાવડા રાઠોડ જાતને ને તેની માતને! તમને શું થોડું અપમાન મળ્યું છે? આથી ગરાસીઆઓને તો બહુ કાળ ચડયો. આગળપર જોઇ લેશું, એમ સર્વના મનમાં આવી ગયું. રાણી ને કુંવર જવાથી રૈયત જેમ નારાજ થઇ તેમ ખંડિઆ પણ નારાજ થયા.

---

## પ્રકરણ ૧૦ મું.

રાજકુંવર ને પ્રધાનપુત્ર ધીમે ધીમે માર્ગ કાપતા અને રસ્તામાં મુકામો કરતા જાયછે. ઉંચ ઘેર જન્મેલા, કોઇ દિવસ ટાઢ તડકો ખમેલ નહીં, એટલે પાણીનો પોટલીયો ભરવો પડે તે પણ તેમને મહા વિપત જણાય. રોજ મજલ કરતા ચાલ્યા જાયછે. રસ્તો પૂછતા જાય છે. નાનાં મોટાં ગામો, નેસો જોતા જાય છે. એક દિવસ ચાલ્યા જાય છે, ત્યાં સૂર્યનારાયણ અસ્ત થવાની તૈયારી કરતા હતા. ગામનો પત્તો લાગતો નહોતો. રસ્તો ભૂલી ગયા. ડુંગરાની હારો દેખાવા લાગી. ડુંગરાના નીચ પ્રદેશમાં ઉતરે છે ત્યાં કૂતરાં ભસવા લાગ્યાં. લોકનો અવાજ સંભળાવા લાગ્યો. વધારે નજીક જાય છે તો એક રબારી લોકોનો નેસ નજરે આવ્યો. રબારી લોકો પોતાનાં ઢોર લઇને વગડામાં નેસ કરી રહેતા હતા.

તેઓ માયાળુ અને બહુ ભલા હોય છે. વિજયચંદે એક વૃદ્ધ રબારીને પૂછ્યું, અમારે રાતવાસો કરવો છે, તો આંહીં રહેવાશે? તેણે જવાબ દીધો કે ભલે; ખુશીથી રહો.

સારા માણસનો આદરસત્કાર અજાણ્યા માણસો પણ ભલા ભાવથી કરેછે. કહ્યું છે કે:—

वदनं प्रसादसदनं सदयं हृदयं सुधामुचो वाचः।
करणं परोपकरणं, येषां केषां न ते वंद्याः ॥ १ ॥

**અર્થ**:– મુખ હમેશાં પ્રફુલ્લિત, હૃદય કોમળ, વાણી અમૃત શબ્દ ઉચ્ચારનારી, શરીર પરોપકારાર્થે હમેશાં ઘસાનારૂં આવા જે પુરૂષ તે કોને વંદ્ય હોતા નથી?

તેટલામાં તો નાના મોટા મરદો, સ્ત્રીઓ આવી "ભલે આવ્યા ઉતરો," કહી ઘોડેથી ઉતારી ધાબલો પાથરી બેસાડયા. ઘોડાને ઘાસ નાંખ્યું. જમવા ચોખ્ખા રંધાવ્યા. ગોળ દીધો. પુષ્કળ ઘી તથા દુધની તાંબડી સોંપી. જમી રહ્યા બાદ રબારી લોકો ભજન બોલવા લાગ્યા:

"એ હું તો નહિં રે આવું, મારે ઘરે કાનુડો મેમાન છે;
એ કાનુડો મેમાન છે રે ભઇ, રામૈયો મેમાન છે.
આણી તેડે ગંગા ને પેલી તેડે જમુના, વચમાં ગોકળીઉં ગામ છે,
હું તો નહિં રે આવું, મારે ઘરે કાનુડો મેમાન છે."—ઈ૦

બીજાં બે ચાર ભજન લલકારી, કોઇ ભાંગાતુટા તંબુરાપર તો કોઇ ડફપર અને કોઇ ઘડાપર તાલ દેતા કાંશીયા વગાડતા લાંબી રાત સુધી જાગી સૂઇ ગયા. રાજકુંવર અને પ્રધાનપુત્રે સવારમાં વેહેલા ઉઠી રબારી લોકોનાં દરેક છોકરાંને યથાઘટિત દાન આપી રસ્તો લીધો. રબારી લોકો કહે, તમે જે તરફ જવા ઇચ્છો છો તે રસ્તો મહા વિકટ ઝાડીવાલો છે. છેલ્લે સૌને, રામ રામ કહી ચાલતા થયા.

આગળ ચાલતાં થોડે દૂર એક ભયંકર ને વિકટ વન આવ્યું. તેમાં વૃક્ષની ઘટા એટલી તો વિસ્તીર્ણ હતી કે રસ્તો સૂઝેજ શાનો? બન્ને જણ સુંવાળા, ઘોડાના પગ તળવાઇ જાય તેવો રસ્તો, દશ બજે નાસ્તા કરી ચાલવા લાગ્યા. થોડે દૂર ગયા એટલે સાંજ પડવા આવી. વૃક્ષોની છટાદાર ઘટાને લીધે સૂર્ય નારાયણ પૂર્ણ જોઇ શકાતો નહીં, એટલે એ વનમાં દિવસ અને રાત્રી સમાન જેવાં હતાં. સાંજ પડવા આવી એટલે એક ઘાટા ઝાડ નીચે મુકામ રાખ્યો. ભોજન કર્યું. પાણી પી, રાતસારૂ પાણી પાસેના નાળામાંથી ભરી લીધું, ઘોડાઓને ચંદી ચડાવી. ઘાસની જંગલમાં ખોટ હતી નહીં. જે ઠેકાણે મુકામ રાખ્યો, તે જગો સાફસુફ કરી તેટલી જગોમાંથી બે ઘોડા ધરાય તેટલું ઘાસ મળ્યું હતું, ઘોડાને બરાબર બાંધી લીધા. રાત્રીનો વખત, વિકટ ને બીહામણું જંગલ, માંસાહારી ફાડી ખાનાર પ્રાણિઓ તો ડગલે પગલે હતાં. તાપથી જંગલી પ્રાણીઓ હમેશાં દૂર રહે છે. એમ સૌ કોઈ જાણે છે એ વિચાર કરી, સૂકાં લાકડાં ભેગાં કરી બન્ને ઘોડાથી થોડે અંતરે લાકડાં સળગાવી, એક વૃક્ષપર રાજપુત્ર અને બીજા ઝાડપર પ્રધાનપુત્ર સૂતા. મધ્ય-રાત્રીનો સમય બરાબર થયો નહીં તેટલામાં તો દીપડા, સિંહ, ચિતા, સાવજ, વગેરે માંસાહારી પ્રાણીઓ ઘોડાપાસે આવી ઘુરકવા માંડયાં, અને નાની નાની તલપો મારે. એટલામાં તાપ જણાય એટલે પાછાં ખસી જાય. ઘોડા હેંક મારી પાછા પડે. બરાબર મધ્ય રાત્રી જામેલી. અંધારામાં કંઈ સૂઝે નહીં. ફક્ત તાપણીના તાપનો પ્રકાશ આજુબાજુના પ્રદેશમાં પડતો હતો. રાજકુંવર ને પ્રધાનપુત્રને દિવસનો થાક હોવાથી ઘસઘસાટ ઉંઘમાં તલ્લીન થઈ ગયા હતા. તેવે વખતે એક મોટો સિંહ તલપ મારી રાજપુત્રના ઘોડાની કોટે વળગ્યો. ઘોડો હણહણવા, હેંકવા ને તોફાન કરવા લાગ્યો. તેથી રાજપુત્ર એકદમ જાગી

ઉઠયો. જુએ છે તો સિંહ ઘોડાની કોટે વળગ્યો છે, ઘોડો તેથી ઠેકાઠેક કરવા લાગ્યો છે. રાજપુત્રે તુર્ત રૂલને ટોપી ચડાવી સિંહના તાળવામાં ચોટાડી, એટલે સિંહ ઘોડાના પગમાં જમીનદોસ્ત થઇ પડયો. ઘોડો દૂર જઈ ઉભો. રાજકુંવરે હેઠા ઉતરી સિંહને તલવારે પુરો કર્યો. બંધુકના અવાજથી કેટલાંક પશુ નાસી ગયાં; પક્ષીઓ પોતાની નહીં સમજાતી ભાષામાં કલકલાટ કરવા મંડી ગયાં. વન આખું ગાજી રહ્યું. સિંહો ચીસ પાડવા લાગ્યા. પ્રધાનપુત્ર પણ જાગી ઉઠયો, ને પૂછ્યું. રાજપુત્રે યથાર્થ હકીકત કહી. તાપણીમાં વધારે લાકડાં નાંખી અશ્વપર હાથ ફેરવી પાછો ઝાડપર જઈ સૂતો. નિદ્રા વેરણ છે. જોતા જોતામાં ઉંઘ આવી ગઈ. તે ઝાડમાં એક પોલાણવાળી જગો હતી, તેમાં એક નાગ રહેતો હતો. એવે વખતે નાગ શીકાર કરવા બહાર નીકળ્યો, તે રાજકુંવરને માથે થઈ ચાલ્યો. પૂછડીનો ભાગ રાજકુંવરના માથાપર ને મોઢું પગપર ગયું હતું. ઈશ્વરને કરવું છે કે રાજકુંવર તેજ વખતે બેભાનપણામાં પોતાનું પડખું ફેરવવા ગયો, તેટલામાં તે નાગે તેનો જમણા પગનો અંગુઠો પકડયો. રાજકુંવર માત્ર એટલું બોલ્યો, "વિજયચંદ." ઝેર શરીરમાં ચડવા માંડયું. વાચા બંધ થઈ. શરીર શબવત્ થયું. માથાપર હજારો મણનો બોજો જાણે કેમ ન આવી પડયો હોય. આંખો વીંચાઈ ગઈ પગ ને આખું શરીર ભારે સહ્ન થઇ ગયું. પ્રધાનપુત્ર એકદમ ઉઠયો ને બોલ્યો, "કેમ ભાઇ શું કહોછો?" ભાઇમાં પછી બોલવાની શક્તિ હોય તો બોલેના. બે ચાર હાક મારી પણ તે પવનમાં ચાલી ગઈ. આથી બેબાકળો બની પ્રધાનપુત્ર ઉઠી, રાજકુંવર પાસે આવ્યો. આવી જુએ છે તો ઉપર દર્શાવેલી દશામાં કુંવર મડદાની મીસાલે પડયો જોયો. પ્રધાનપુત્ર મહાવિચારમાં ગરક થઈ ગયો; અરે દૈવ! આ પ્રભુના ઘરનો શો કોપ? હરિ હરિ! હવે મારે શું કરવું ને ક્યાં જવું! હુ એકલો શું

કરીશ? હું ઘરે જઈ શું મોઢું દેખાડીશ? લોકો શું બોલશે? રાજા રાણી શું ધારશે! મારાં માબાપ શું કહેશે?! કોઈ કહેશે રાજકુંવરને મારીને આવ્યો. કોઇ કેમ બોલશે ને કોઇ કેમ. હું કેટલાને જવાબ આપી શકીશ? હું ઘર તરફનો માર્ગ કેમ શોધી શકીશ? મારે હવે જીવીને શું મોં દેખાડવું? બેહેતર છે કે મારે પણ મરવું. મેં મારી આટલી અવસ્થામાં કોઈ દિવસ આવો બનાવ જોયો નથી. આ શો રોગ હશે તે કેમ જાણી શકાય? શો ઉપાય કરવો તે સૂઝ પડતી નથી. ઉંચે આભ ને નીચે અવની, ચોતરફ ઝાડી ને ફાડી ખાનારાં રાની પ્રાણીઓ! મને કંઈ ચેન પડતું નથી. મારો સરદાર, મારો પ્રિય મિત્ર! મારા માટે આ અસહ્ય દુઃખમાં ડુબ્યો તેની ગેરહાજરી થતાં શું હું જીવું? પ્રભુ પ્રભુ! હું હવે નીચે ઉતરૂં ને લાકડાં ભેગાં કરી ચિતા ખડકું, અને પછીથી ઘોડો છોડી મોકળો મૂકી દઉં એટલે તે ઘરે જઇ ખબર આપશે અને અમે બંને આહીં બળી મરીશું. હેઠો ઉતરી લાકડાં ભેગા કરવા મંડયો. કાષ્ઠ ભેગાં કરી ચિતા તૈયાર કરી. દેવતા તો હતોજ; જીવ, આજ નહીં તો કાલ કે બે દહાડા પછી પણ આ દશા આવવાની તો હતીજ. કારણ કે આ ઝાડીમાંથી જીવતા નીકળીએ એ આશા તો હતીજ નહીં. કેવાં રાક્ષસી માંસાહારી પ્રાણીઓ છે? ઠીક છે ઇશ્વરને ગમે તે ખરૂં.

એમ કહી, ફરીથી ઝાડપર ચડી રાજપુત્રને નીચે લાવવાનું કરે-છે, તો કેટલાંક ચિન્હોપરથી જરા જીવ છે, એવું જણાયું; પણ શા ઔષધોપચારથી આરામ થાય ને દુઃખ દૂર થાય એ કંઇ સૂઝે નહીં. આખર નિશ્ચય કર્યો કે, ગઇ કાલે ખાંડવાળી વસ્તુ ખાધી હતી, અને ઝાડની ખરાબ હવાથી શરદી થઇ ગઇ હોય એમ લાગેછે. માટે ચાલ જીવ! એની દવા શોધી લાવું. આ અઢાર ભારવાળું વન છે, માટે યત્ન તો કરી જોઉં પછીથી પરમેશ્વર મરજી. "बलीयसी केवलमीश्वरीच्छा." એમ નક્કી કરી અશ્વારૂઢ થઈ અશ્વને જાણે

કેમ સ્તુતિ રૂપમાં સૂચવતો હોય તેમ હે દેવાંગી! રાજકુંવરને આરામ થાય એવી દવા વનમાંથી જડે ત્યાં ચાલ! ચાલતાં ચાલતાં વિચાર કરેછે કે હું આમ જાઉંછું, તે પાછળથી તેને પરમેશ્વર આરામ કરે ને મને નહીં જુએ તો મારે માટે અયોગ્ય સંકેત નહીં બાંધે કે? તેમ બાંધે તો પણ ફિકર નહીં, મારૂં મન સાચું છે તો શી ચિંતા છે. એમ તર્ક વિતર્ક કરતો જાય છે. જરા વધારે દૂર ગયો તો એક મહાન જોગી રાજધુણી પાસે બેઠા છે. ઘોડેથી ઉતરી જોગી પાસે જઈ સાષ્ટાંગ દંડવત્ કરી આંખોમાં આંસુ લાવી હાથ જોડી ઉભો રહ્યો. જોગીરાજે દયામણે મોઢે ને પરોપકારાર્થે પૂછ્યું. બચ્ચા તું કોણ છે? આ અઘોર વનમાં કયાંથી ભૂલો પડ્યો છે? તું કોઈ ઉંચવર્ણ જણાય છે, જે કહેવું હોય તે કહે. ભૂખ તરસ લાગી હોય તો અહીં નારાયણના પ્રતાપથી બધું તૈયાર છે. ભૂલો પડ્યો હોયતો ચાલ રસ્તો બતાવી દઉં. બે પહોર રહેવું હોય તો ઘણી ખુશીથી રહે. શામાટે દલગીર થાય છે? બેધડક બોલ આંહીં કોઇનો ભય નથી.

પરોપકારજ જેને પ્રિય છે, એવા પરમહંસ સાધુ વિશ્વમાં વિરલજ મળેછે. પરોપકારની વિભૂતી વિદ્વજ્જનો કેવી વર્ણવે છે:—

परोपकाराय फलन्ति वृक्षाः । परोपकाराय वहन्ति नद्यः ॥
परोपकाराय दुहन्ति गावः । परोपकारार्थमिदं शरीरम् ॥ १॥

વિજયચંદ દયામણે મોઢે બોલ્યો:-મહારાજાધિરાજ, દયાળુ ગુરૂ, હું અમરપુરીના પ્રધાનનો પુત્ર છું, દુર્ભાગ્યના યોગે દેશમાં રઝળવાનું ઠરતાં ફરીએ છીએ. ફરતા ફરતા આ બીયાબાન વનમાં આવેલ છીએ. ભૂખબૂખ કંઈ લાગી નથી મહારાજ! મારીમાત્ર એટલી અરજ છે, કે મારી સાથે મારો સરદાર, ને પરમ ઈષ્ટમિત્ર રાજકુંવર છે, તેને રાતમાં કંઈક અકસ્માત વ્યથા થઈ આવીછે, તેથી તે શબવત્ પડયો છે. શું થયું તે કંઈ કળી શ-

કાતું નથી. મેં તપાસ કર્યો તો જરા જીવ છે એમ મને લાગ્યું. તેને જોઈ કંઈ દવા કરી જોઈએ, જો આપના આશિર્વાદથી આરામ થાય તો ઠીકજ છે, નહીંતર હું પણ તેનીસાથે બળી મરવાનો છું, ચિતા ખડકી રાખી છે. હું કોઈ જડીબૂટી લેવા નીકળ્યો હતો, ત્યાં સારાંભાગ્યે, ખારા સમુદ્રમાં મીઠી વીરડીરૂપ મને શાંતિદાયક આપની પર્ણકુટી જડી ને તેથી મારી કર્મરેખા ઉઘડી એમ હું ધારૂંછું. જોગીરાજે કહ્યું, બચ્ચા કંઇ ચિંતા ન કર. નારાયણ સારૂં કરી દેશે. બીજું કંઈ ? પ્રધાનપુત્રે વિનતિ કરી કે ગુરૂરાજ આપના પુન્યપ્રતાપથી બીજું સર્વ છે.

જોગીરાજે પૂછ્યું, રાજપુત્ર કેટલે દૂર છે. જવાબ દીધો કે, મહારાજ નજીકમાંજ છે આપ પધારો તો આપને માટે આ અશ્વ તૈયાર છે. હું સાથે ચાલ્યો આવીશ.

ગુરૂએ કહ્યું, હું ઘોડાપર નહીં બેસું, ચાલ રસ્તો બતાવ. ચાખડીઓ પેહેરી જોગીરાજ ધીમે ધીમે જ્યાં રાજપુત્રનું શબવત પડવું છે, ત્યાં પહોંચ્યા. શરીર તપાસી જોતાં ઝેર ચડયું જણાયું, અને તે સાપનું ઝેર હશે, એમ મનસાથ દૃઢિભૂત કર્યું. જો વિલંબ લાગશે તો તત્કાળ મૃત્યુ થશે, એમ ધારી, પ્રધાનપુત્રને આજ્ઞા આપી કે મારી મઢીની અંદર ખીંટીએ ઝોળી ટીંગાય છે, તે તાકીદે લઇ આવ. પ્રધાનપુત્ર સ્વાર થઈ એકદમ જઈ ઝોળી લઈ આવ્યો. જોગીરાજે તેમાંથી બૂટી કાઢી પાણીસાથ પથ્થરપર ઘસાવી જ્યાં ડંખ હતો ત્યાં તથા માથાપર ચોપડાવી. ક્ષણવારમાં આરામ થઈ ગયો. પ્રધાનપુત્ર અને રાજપુત્ર જોગીરાજને પગે પડયા. અને ચરણપર સોનામહોર ધરી. જોગીએ તે સ્વિકારી નહીં. રસ્તો બતાવી ચાલતા થયા.

ઋષીરાજની એકતા કેવી હતી ? કવિ કહેછે કેઃ—

एको देवः केशवो वा शिवो वा । एकं मित्रं भूपतिर्वा यतिर्वा ॥
एको वासः पत्तने वा वनेवा । एका भार्या सुंदरी वा दरी वा ॥१॥

રાજપુત્રે, જોગી કેમ પધાર્યા હતા, આજ આટલું અસુર કેમ થયું વગેરે હકીકત પૂછી. પ્રધાનપુત્રે યથાર્થ હકીકત કહી, પરમેશ્વરનો ઉપકાર માન્યો. સ્નાન દાન ભોજન કર્યું ને અશ્વારૂઢ થઈ પંથે પડ્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

અમરાવતીની આથમણી દિશાએ પચાશેક કોશ દૂર સત્યવતી નગરી હતી. ત્યાંની રૈયત સુખશાન્તિમાં વર્તતી હતી. સર્વ લોકના થોક પોતાનાં કાર્યો નિર્વિઘ્ને તડામાર કર્યા કરતા હતા. પ્રજાને રાજ્ય તરફનું પરમસુખ હતું. પુત્રવત્ પ્રજા, રાજાની આજ્ઞામાં વર્તતી હતી, નવા નવા હુન્નરો દાખલ થતા હતા; પેદાશમાં દિન દિન પ્રત્યે બઢતી થતી જતી હતી. વિદ્યાવૃદ્ધિનાં સાધનો નહાના પ્રકારે નિત્યવૃદ્ધિ પામી પરમસંતોષ પમાડતાં હતાં. બહાદૂર, વિવેકી અને ઝેરી કેશરીસિંહ વાઘેલો ત્યાં રાજ કરતો હતો. તેને લખમસિંહ અને જોધમલ્લ નામે બે નહાના ભાઇ હતા. તે મહાચતુર, લડવૈયા ને ક્ષત્રીકુળભૂષણ હતા. એમના ત્રાસથી સત્યવતીનગરીની હદમાં કોઈ ચોર ચોરી કરી શકતો નહીં. સામી બાકરી બાંધનાર તો હોયજ શાનો ? તેના ત્રાસ, બાહુબળ અને શુરવીરતાની પરિસીમા સુણી દુશ્મનો વેરાન પ્રદેશમાં વિખૂટા થઈ રખડતા હતા.

એક દિવસ ત્રણે બન્ધુઓ સમક્ષ રાજનીતિની વારતા ચાલી રહી છે. ત્યાંનો રાજકવિ જશનું મહાત્મ્ય વર્ણવતાં ગાય છે કે,

### ( છપ્પો. )

" જરો રૂપ ગુન પખે, જરો બિન તેજ તુરંગમ્
જરો મિત્રસું કપટ, જરો દુરિજનસું સંગમ્;

જરો અર્થ બિન બાત, જરો ભાવત બિન હાંસો,
દુખ બિન દારૂ જરો, જરો ભર ચિત કર વાસો;
પાંત ફૂલ ફળ બિન જરોં, સો સોમલ રૂપ અકજ્જ ફલ,
કબિ ગંધ કહેરે ગુનિજનો, જસ બિન સંપત જાઓ જલ.
જરો અદલ બિન શાહ, જરો ઇહ જુદ્ધ શૂર બિન,
જરો બૂજ બિન હુનર, જરો મેહબૂબ નૂર બિન;
જરો પબ્બ બિન બાગ, જરો કૂવન જો સર બિન,
જરો તીન બીન પાન, જરો રૂપવંતી નર બિન.
લજ્જા બિન જીવન જરો, સો સમજ લાલ ઈહ શબ્દ કલ,
મન મોર જરો બિન ભજન કે, સો ભજે નાહિં ભગવંત પલ."

વાર્તા અધુરી છે, તેટલામાં એક ભાટ આશિર્વાદ પોકારતો પણ ઉતાવલો ઉતાવલો જાણે કાંઈ નવલ વિશેષ કહેવાની ઉત્સુકતા ધરાવતો હોય તેવો આવ્યો.

કેશરીસિંહે પૂછયું, બારોટ ક્યાંથી આવો છો, દેશાવરોના શા વર્તમાન છે? **બારોટે** કહ્યું: પૃથ્વીનાથ, આપ જાણો છો તેજ ખબરો ચોતરફ ચર્ચાય છે. બીજા ખબરો તેથી ઢંકાઇ ગયા છે. એ દુ:ખદાયક ખબરો સિવાય તો કંઇ નથી. આ જગપ્રસિદ્ધ ખબર તમારાથી છાના હોય એમ મને તો ભાસતું નથી. બીજી રીતે જોતાં તે ખબર આપ જાણતા હો તો આમ નચિંત કેમ બેસી રહો, એ મને વિચાર થાય છે. જુલમ થઇ ગયો!! કેશરીસિંહ અચંબો પામી બોલ્યો: ભલા **બારોટ** એટલું બધું શું? તમે ક્યાંથી આવો છો? શી હકીકત બની તે બરાબર કહો. શું કોઇએ રાજપર હુમલો કર્યો, કે બીજું કંઈ નુકસાન થયું? અમારા **લક્ષ્મણ**, બેન **તારામતી**, અને રાજા **અમરસિંહ** છે તો ક્ષેમકુશળ. તમે જે ગભરાટભર્યા સમાચાર જાણતા હો તે તુર્ત કહો. **બારોટ**, પૃથ્વી ભણી જોઇ, માથું હલાવી ચાવી ચાવીને કહે છે. તે વાત કહી જાતી નથી. આજ **અમરાવતી** તો ખેદાન મેદાન

થઈ ગઇ છે. આજ આટલા બધા દિવસ થઈ ગયા છતાં તમે ઉંઘો છો એ શું? શું વાઘેલાને એ છાજે કે? શીયળ વૃત્ત પાળનાર, અને સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર એવાં તમારી બ્હેન તારામતી, તરવારથી આત્મઘાત કરી સ્વર્ગે સિધાવ્યાં!! આખી રાજસભા આશ્ચર્ય પામી. અરર ગજબ થયો!! સત્યાનાશ વળ્યું! ભુંડી થઇ! વારૂ તેમ કરવાનું કારણ શું? તમે જાણતા હશો, જલદી કહો, કેમકે હવે અમને ચેન પડતું નથી. સર્વને એમતો ખાત્રી કે તારામતી વિનાકારણે કે નિર્જીવ વાતે આપઘાત કદી કરે નહીં. એ મહા ચતુર, બુદ્ધિશાળી અને ગુણજ્ઞ વ્યર્થ કંકાશથી દેહત્યાગ કરે નહીં. અમને ખાત્રી પહોંચતી નથી પણ બારોટ વધારે વાત કરો.

બારોટ કહે, અન્નદાતા, અધિક શું કહું? મારાં પણ બૂરાં કિસ્મત કે આવી વાત ઉચ્ચારવા મને વખત આવ્યો. ધિક્કાર છે મને! વાત એમ બની કે આપના ભાણેજ તથા તેમના મિત્ર પ્રધાનપુત્ર, શિકાર કરવા જતા હતા, ત્યાં રસ્તામાં અમથાશા નામના શાહુકાર છે તેની દીકરી થુંકી અને તે ઉચ્છિષ્ટ પ્રધાનપુત્રના મોંપર પડયું. તેથી પ્રધાનપુત્રે તે છોકરીને બે કડવાં વચન કહ્યાં હશે. સાથે રાજપુત્ર પણ હતા. એ આધારે છોકરીના કહેવાથી અમથાશા, ગામનાં શેઠીઆઓને ભેગા કરી દરબાર પાસે ગયા. રાજાએ વિના તપાસે અને લક્ષ્મણભાઇનું મોં નહીં જોતાં કહેવરાવ્યું કે રાજપુત્રને હું દેશવટો આપુંછું. એ વાત કૃપાળુ તારામતીને વિદિત થતાં, તેમ નહીં થવા આગ્રહ કર્યો, ને કહ્યું કે ન્યાય રીતે તપાસ કરો, તેમાં ગુન્હેગાર ઠરે તો શિક્ષા કરો. વગર વાંકે દેશપાર કરી મને, તથા મારા બાપદાદાની સાતે પેઢીને લાંછન લગાડવું એ યોગ્ય ન કહી શકાય. વાઘેલાનો ભાણેજ કદી નીચું કામ કરે નહીં. એમ ઘણું સમજાવ્યા પણ અમરસિંહના ઉરમાં એ વાત ઉતરી નહીં. એટલે બા તારામતીએ

તલવારવતી અગાશીમાં જઈ શિરચ્છેદ કર્યો, અને ઇન્સાફ કરાવવાસારૂ, પ્યારા પુત્રને સારૂ, પીયરનું પાણી રાખવાસારૂ સર્વે સાક્ષી પરમેશ્વર પાસે સંચર્યાં.

બારોટ વાત કરે જાય છે, કેશરીસિંહ વગેરે ભાઈઓ બરાબર લક્ષ દઈ સાંભળેછે; એ કાળાકેરની વાત સવારમાં કોઈને નહીં કહેતાં, આપના ભલા ભાણેજને હુકમ કર્યો કે, એક કલાકની અંદર ગામબહાર નીકળી જવું. કુંવરે ચિઠ્ઠી લખી મોકલી કે આપ મારૂં મોં જોવા રાજી નથી તો ખેર, પણ મારી કૃપાળુ, મમતાળુ અને દયાળુ માતાને મળવા ઘો. તેનો રાજાએ ખોટો ઉત્તર વાળ્યો કે, તારા તારી વિરૂદ્ધ થઈ કહેછે કે તે કુપાત્ર પુત્રનું મોં હું હવે જોવાની નથી ! આવી દશા થઈ. કુંવર પરદેશમાં રખડેછે. મા મરી ગયાના તેને ખબર પણ નથી. તેને ફક્ત તમારો આધાર છે. માટે તમને ઠીક લાગે તેમ કરો. તમારા કુળને સંભવે તેમ કરો. દેશવિદેશમાં તમારો યશ પ્રકાશી રહ્યો છે.

કેશરીસિંહે, લખમ તથા જોધમલ્લને કહ્યું: તારામતી ગુજરી ગયાં એ અફ્સોસ આજ બીલકુલ નહિ જેવો છે. હકીકત રૂવાં ઉભાં કરે તેવી છે. શોકનો ખેદ નાબૂદ થઈ વીરતા ધૈર્ય વાળવા ત્વરા કરેછે. હવે આપણે અમરાવતીપર ચડવાની તૈયારી કરવી. એ મહાપાપીને પાંસરો કરવો. તેને સેહે દીધાવિના અને જવાબ લીધાવિના અન્ન ખાઈએ છીએ તે ધૂળ બરાબર છે. આટલી મુદતસુધી ખબર પણ મળ્યા નહીં, એ થોડી તાજુબી કહેવાય ! ! વારૂ બારોટ, તમારા શ્રમમાટે આભાર થયોછે. બારોટ કહે: અન્નદાતા—

લખમસિંહે ઉતાવળે સાદે, ઝેર ભરેલી આંખે, ક્રોધના આવેશે બોલવું શરૂ કર્યું: અરેરે ! આપણાં નાક કપાયાં, આજસુધી કંઈ ખર કે ખબર, બહુજ ભુંડું કર્યું. જ્યાંસુધી આપણાથી તેનો બદલો ન વળે ત્યાંસુધી જીવતા મુઆ જેવા. હવે

વેર તો લેવું લેવું ને લેવું. આપ રાજ્યકારભાર ચલાવો અને અમે બંને ભાઈઓ સૈન્યને હુકમ અપાવીએ. દારૂગોળા, બંદુકો, તલવારો, ભાલાં, જમીયા, તીરકામઠાં, વગેરે હથીઆરો જોઈએ, ને માણસોની ગોઠવણ કરીએ. થોડા દહાડામાં બધું તૈયાર કરી જતી વખત આપની રજા માગીશું.

જોધમલ્લે કહ્યું, અરે! હું જોધમલ્લ, મારી ચૂરેચૂરા કરી નાંખી પાછો આવું. મારૂં નામ શું? જલદી તૈયારી કરો. વિલંબ કરવામાં માલ નથી. બખ્તરોની સિલક તપાસી જવી જોઈએ. મને નિરાંતે ખાવું ભાવનાર નથી, કે ઉંઘ આવનાર નથી.

## પ્રકરણ ૧૨ મું.

'પાંચ કહે તે પરમેશ્વર.'–'દૂધમાં સાકર ને છાસમાં મીઠું.' દૈવની અકળ લીલા અલૌકિકજ છે. તે ઘડીમાં ધારે તો તૃણનો મેરૂ ને મેરૂનું તૃણ બનાવે, તે જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ રચે, તે વિચિત્ર લીલાધર પ્રભુને નમસ્કાર છે. જ્યાં એક દહાડો આનંદના ઘોષભરી નોબત વાગતી હતી, જ્યાં લોકના થોક ઉત્સાહના ઉભરાથી ચાલહાલ કરતા હતા, જ્યાં રાજ્યવૈભવનો સુખદ સૂર્ય પ્રકાશી રહ્યો હતો, જ્યાં અષ્ટમાસિદ્ધિ ને નવનિદ્ધિ જોવામાં આવતી હતી, જે ઠેકાણે ખંડીઆ રાજાઓ છેટેથી નમતા ને ઘોડાપરથી ઉતરી સલામો કરતા હતા, એ પણ એક અમરાવતીની દશા હતી. આજ ત્યાં શું જોવામાં આવેછેઃ—રાજાનો પ્રધાન ગુજરી ગયો, તેની જગોએ કોઇક અણઘડ અમાત્ય (કારભારી) નિમાયો; પ્રજાપર અકારા કરો પડ્યા; ખંડિઆ રાજાઓપર જુલમજારતી ગુજરવાં લાગ્યાં; ખેડુત લોકોને અપાતી મદદ બંધ પડી; વેપારી લોકોની દુકાનોપર એક જાતની નાની રકમનો કર નાંખ્યો; કાછીઆ–બકાલી–તંબોલી–માળી–

વગેરે લોકોને વેચવાની છૂટ હતી તેપર વેરો કર્યો. રૈયતપર કૃપારહિત કટાક્ષથી જોવા લાગ્યો; રાજાની મતિ જતી રહી. "વિનાશ કાળે વિપરિત બુદ્ધિ:" એમ થઈ રહ્યું. રાણી મરણ પામી; કુમાર દેશવટે ગયો; આ બધું રૈયતે કરાવ્યું, એમ વારંવાર બોલી રાજા રૈયતને શરમાવે-બાળે. કોઈ દિવસ મોઢું હસ્તું જોવામાં આવેજ નહીં. એથી રૈયત પણ રાજાથી વિરૂદ્ધ થવા તૈયાર થઈ, જોર જુલમ પ્રજા સહન કરી શકી નહીં. બીજી તરફથી ખંડીઆ રાજા ઉચ્છંગળ બની રાજાને દુઃખ-દાબ દેવા તૈયાર થયા. લબાડ, લાંચિયા, ખુશામતિયા, ચોર, જુઠ્ઠા, ઠગારા, ને મીઠાબોલાનું જોર વધ્યું. કહ્યુંછે કે:—

## ( કુંડળિયો. )

"હંસા ઉપવાસી રહે, કૌવા ચુંગે કપૂર,
રાજ ગયો સતજૂગકો, કલજુગ આયો પૂર.
કલજુગ આયો પૂર, ઉચકું નીચ નમાવે,
મૂરખ પામે માન, પંડિતકું દૂર પઠાવે,
કહે ગિરિધર કવિરાય, કેર સરીસા કૂનસા,
કૌવા ચુંગે કપૂર, ઉપવાસી રહે હંસા."

ખર્ચ કમતી કરવાના હેતુથી કેટલીક કરકસર કરવા ધારી, ને રાજકોષ વધારવાની ગોઠવણ કરવાનો મન સાથે ઠરાવ કર્યો; શું શું ખર્ચ કમી કરવું એ પ્રથમ નક્કી કર્યું:—ધર્મશાળામાં સદાવર્ત અપાતાં તે બંધ કરવાં, નિશાળો, પાઠશાળાઓ અને ઔષધાલયોમાં એટલો ખર્ચ કરવા જરૂર નથી. હવે દાઈદુશ્મનનો ભય નથી માટે સીપાઈઓ ઓછા કરવા, અમીર ઉમરાવોના પગાર નીમે (અર્ધાં) કરવા. આ રાજનીતિને સૌ વગોવવા ને વખોડવા લાગ્યા. રાજાને શું સૂઝયું, રાજ્યની માઠી દશાનાં આ અશુભ-સૂચક ચિન્હો છે. રૈયતપર જુલમ, ધર્માદાબંધ, સીપાઈની

કમતી, પગાર ચડી જાય તો પણ દેવા નહીં, રાજકચેરીના અમલદારોમાં ખટપટ, આ સર્વ બાબતો વિશેષે કરીને રાજ્યનો લય કરનારી છે. તેમાં દર્શાવેલી એકેકી બાબતથી વેહેલો મોડો રાજ્યને ધક્કો પહોંચે તો તે બધી જે આંહીં ભેળી થઈ છે તે રાજ્યને શું કરશે તે ધારવું રહેલ છે. તાજો ભંડાર, અમીર ઉમરાવમાં સંપ, લશ્કરનું જોર, પ્રજાનો પ્રેમ, એ રાજ્યબળ ગણવાં જોઇએ.

**અ**મરાવતીની સ્ત્રીઓ એક સ્થળે ભેગી થઈ, ચર્ચા કરી કે શીયળવતી **તા**રામતીના ઉપકાર આપણાથી ભૂલી જવાય તેવા નથી. તેનું માનવંતું નામ કાયમ રાખવાસારૂ કંઈ કરવું જોઇએ; સર્વાનુમતે ઠરાવ કર્યો કે **તા**રામતીની ચાર સુંદર પ્રતિમાઓ બનાવી તેમાંની એક "**તા**રામતી કન્યાશાળા"માં, બીજી જ્યાં **તા**રામતીને દહન કર્યાં છે ત્યાં મોટો સ્તંભાકાર મિનારો ચણાવી તેપર, ત્રીજી ચોકમાં પુસ્તકાલય પાસે અને ચોથી **સ**ત્યવતીનગરીએ મોકલવી. માંહોમાંહે ઉઘરાણું કરી મોટી રકમ ઉભી કરી, અને તેમાંથી ઉપર પ્રમાણે કરવા ધાર્યું. ધન્ય છે તે સ્ત્રીવર્ગને. એક એ પણ સત્ય છે કે જે જેવી રીતે વર્તેછે, તેને તેવું ફળ મળે છેજ. રાણી **તા**રામતી જેવી પ્રેમાળ ને પરોપકારીણી હજો. અને ઉપકારનો બદલો વાળનાર **અ**મરાવતીની સ્ત્રીઓ જેવી સ્ત્રીઓ થજો.

---

## પ્રકરણ ૧૩ મું.

અઘોર વનમાંથી મહામુશીબતે લક્ષ્મણસેન અને વિજયચંદ બહાર આવ્યા. ઠેકઠેકાણે કંઈ ને કંઈ વિઘ્ન નડયા કરતું. સુખે ખાવાનું કે સૂવાનું ઠામ આવ્યું હતું નહીં. હવે સૂર્યનારાયણ પૂર્ણ સોળ કળાએ પ્રકાશતો નજરે પડયો. કુદરતી લીલાનું અવલોકન કરતા અત્યાનંદે ચાલવા મંડયા. બેક ગાઉ ગયા

ત્યાં એક ધાર આવી. તે ધાર ઉપરથી જુએછે તો એક મોટી નગરી નજરે પડી. નદીનાં નિર્મળજળ રૂપાના પ્રવાહી રસ સરખાં ચકચકતાં ખળખળ કરતાં વહેતાં હતાં. ગામને ફરતો કોટ, અને કોટની રાંગ પર નદી કિનારાપર આવેલી ભભકદાર, ચળકાટ મારતી જાણે ગગનલગી ગયેલી ભવ્ય હવેલીઓ દેખાતી હતી. સર્વેથી ઉંચું રંગબેરંગી, અને રોનકદાર મકાન રાજમેહેલ હશે, એમ એ અવસરે ધાર્યું. જેમ જેમ તે નગરીની નજીક આવતા ગયા તેમ તેમ શોભામાં વધારો થતો જોવામાં આવ્યો. શેહેરની પાસે આવ્યા, ત્યારે રાજકુંવરે કહ્યું, આંહીં રહેવું મને ઠીક લાગેછે. મને સ્વાભાવિક રીતેજ આંહીં રેહવા-માં આનંદ આવેછે. મારૂં મન પ્રફુલ્લિત થાયછે. પ્રધાનપુત્રે કહ્યું, મારો વિચાર પણ એજ છે. ઘણા દિવસ દુઃખ વેઠ્યું, ઝાડી ઝાંખરામાં રખડ્યા, નાના મોટા ડુંગરો ઓળંગ્યા, રાની ફાડી ખાનારાં પ્રાણીના પંજામાંથી બચ્યા, ભૂખ તરસ વેઠી, હવે તો સુખેથી આંહીં દિવસ નિર્ગમન કરવા એ ઉચિત છે. આ નદી કિનારે બાગ છે અને તેમાં બંગલો દેખાય છે, તે ભાડે મળે તો તેમાં રહેવું. થોડા દિવસ આંહીં રોકાવું એમ ઠરાવ કર્યો. પ્રધાનપુત્ર તે બંગલા તરફ ગયો, ત્યાં એક માણસ હતો તેને પૂછવાથી જવાબ મળ્યો કે બંગલો ભાડે આપેછે ખરોઃ તેનો રખવાલ એકાદ કલાકમાં આવશે. રાજકુંવરે પ્રધાનપુત્રને કહ્યું, ઠીક છે, તમે ગામમાં જઇ ભાતું લઈ આવો. પ્રધાનપુત્ર ગામમાં ગયો. ગ્રામ્ય શોભા, દુકાનોનો ઠાઠમાઠ, ચકલાની ચણતર, અને નદીપરથી આવતી પાણીઆરીની પંગત, જોઈ, તેમજ પ્રજાની આનંદદાયક વિવિધવાણી અને રાજાની પ્રશંસા સુણી સાનંદાશ્ચર્ય પામ્યો. મન-પસંદ મિષ્ટપદાર્થ ખરીદી પ્રવાસી પ્રધાનપુત્ર રાજપુત્ર પાસે ગયો. સમયાનુકૂળ સ્નાનદાન કરી ઈશ્વરભક્તિમાં પરમપ્રેમથી પરલોકનું યદ્વાતદ્વા સાધન સાધ્ય કરી જમ્યા. મુખવાસાદિ લઈ મુખવિકા-

શી બેઠા હતા, તેટલામાં બાગ બંગલાનો રક્ષક આવ્યો. તેની સાથે બંગલાનું ભાડું ઠરાવી રાખ્યો. ત્યાં ચાર સીપાઈ, એક ખાનગી નોકર અને એક રસોઈ કરનાર સ્ત્રીને દરમાયો ઠરાવી રાખ્યાં.

મળસકામાં ઉઠી દાંતણ પાણી કરી, અત્તરાદિ સુગંધમય વસ્તુથી મર્દન તથા સ્નાનદાનાદિ 'નિત્યનેમ' કર્યું. બપોરે બે ઘડી વાક્‌વિનોદ કરતાં સેત્રંજ માંડી રાજચર્ચા અને સૈન્યનું સ્વરૂપ ખડું કરે. પાછલો પહોર દહાડો રહે ત્યારે ઘોડાપર સ્વાર થઈ, આસપાસ કોશ બે કોશ સુંદર ઝાડીમાં હવા ખાવા જતા. સાંજ પડે માળણ સુગંધીદાર પુષ્પોના હાર, વિંઝણા, તુરા, ગજરા, ઇત્યાદિ આંખમાં અમૃત ઉત્પન્ન કરનારી મનરંજન વસ્તુઓ દેવા આવતી હતી. વખતે વખતે જ્ઞાનચાતુરી અને વાક્‌વિનોદમાં મગ્ન થઈ પ્રવાસી સ્થિતિનું સ્વરૂપ બદલી નાખી સ્વતંત્ર રાજ્યની સામગ્રી વિસ્મરણ થાય તેવી યોજના કરતા હતા. યૌવનાવસ્થાં પ્રાપ્ત થતી આવતી હતી, રૂવાડે રૂવાડે, તેજ પરાગ બ્હેકતો હતો, લોહીનું ગમન ઉતાવળે-તેજ માર્ગે થતું હતું. જુવાનીના જોસમાં વૃદ્ધિ થતી ચાલી તેમ શરીરના રંગમાં પણ તફાવત પડવા માંડયો. કાળગતિપ્રમાણે શરીરસંપત્તિ ખીલવા લાગી ને મદનાગ્નિ પીડવા લાગ્યો. છતાં બાળે બ્રહ્મચારી બંને મિત્રો મનોવિકારને જીતી ભક્તિમાન બની સ્વસ્થ રહેતા હતા.

---

## પ્રકરણ ૧૪ મું.

આ મદનાવતીનગરીના મહારાજાને એક કુંવરી છે, તેનું નામ રૂપાળીબા છે. તેને સોળમું વરસ ઉતરી સતરમું બેસવાની તૈયારી હતી. નાનપણથી પ્રધાનપુત્રી સાથે તેને અતિ પ્રીતિ બંધાએલી છે. ખાનપાનાદિની ગોઠવણ પણ ત્યાં સાથેજ કરી હતી. સૂતું બેસતું પણ એકજ સ્થળે હતું. બાળપણથી એવી

સજ્જડ પ્રીતિની ગાંઠ બંધાઈ ગઈ હતી કે છૂટવી અશક્ય. અન્યોઅન્ય ઘડી એક પણ જૂદાં રહી શકતાં નહીં. પ્રીતિરૂપી બીજ બન્નેમાં બરાબર રોપાઈ ગયું હતું. પ્રીતિ એ એક ઈશ્વરી બક્ષીશ છે; પ્રીતિ એ એક નિવૃત્તિનું સ્થાન છે; પ્રીતિ એ નિર્મળ અંતઃકરણ રાખવાનું રાચ છે; પ્રીતિ એ નીતિવર્ધક નીશાની છે; પ્રીતિ એ પ્રેમનું પવિત્ર પાત્ર છે; પ્રીતિ એ એક દુઃખદરિઓ ઓળંગવાનું જહાજ છે; પ્રીતિ એ પરમપદ અથવા પ્રભુપદ પામવાનો માર્ગ છે; પ્રીતિ એ મહાવ્યાધિની રામબાણ ઔષધી છે; અને ટુંકામાં પ્રીતિ એજ વિશ્વના અપાર અંધકારમાંથી પ્રકાશ પામવાનો સોનેરી સૂર્ય છે. પ્રીતિ વિનાની સર્વ ચીજ ફીકી છે; પ્રીતિથી પૃથ્વી અને બ્રહ્માંડ ટકી રહ્યાં છે; પ્રીતિના પવિત્ર પાસથી સૂર્ય, ચંદ્રાદિક મહાન્ પદાર્થો અહોનીશ વર્તન કરેછે, પ્રીતિથી આ દેહ આનંદમાં દિવસ નિગર્મન કરેછે. પવિત્ર પ્રીતિ એ સર્વ સુખરૂપ સાધનની પરિસીમા છે.

રાજપુત્રી અને પ્રધાનપુત્રી પવિત્ર પ્રીતિની મજબૂત સાંકળે સંકળાએલી હતી. ઉમરમાં પણ સમ અને રૂપમાં એક્કો, સર્વપ્રકારે સરખી જોડ હતી. એકને ઉગતી રંભા, અને બીજીને ઉર્વશી કહો તો સંભવે. ખરે! તે કોઈ દૈવી કન્યાઓ સમાન દીસતી હતી.

રાજ્યકન્યાગ્રહમાં તેઓ શું કરતી હતી, તે જોઇએ. હમેશાં નવી નવી વિદ્યા શીખતી, તેની સાથે ભરતવિદ્યામાં નિપુણતા મેળવતી; ચિત્રવિદ્યામાં ચળકાટ અને ચતુરાઈ બતાવતી, અને દિવસે દિવસે નવિન હુન્નરકળામાં મચેલી હતી. આજ પાકશાસ્ત્ર તો કાલે અર્થશાસ્ત્ર; આજે સ્ત્રીપ્રજ્ઞાનશાસ્ત્ર તો કાલે ગૃહસૂત્રશાસ્ત્ર; આજે ભૂગોળ તો કાલે ખગોળ; આજે ગાયનશાસ્ત્ર તો કાલે નૃત્યકળાશાસ્ત્ર; એમ વિદ્યાવિનોદમાં મગ્ન રહી, ભરતવિદ્યામાં ભમતીઓ. આજે સૂત્રકામ કે બીજે રોજ

રેશમી કામ; ત્રીજે દિવસ ઊન કામ તો ચોથે રોજ કસબી કામ; એમ સેત્રંજ, દીલ્લીદરવાજા, પોપટવેલ, ફૂબાકામ, લેરીઆં, કોટકાંગરા, આ ભાગ્યશાળી કન્યાઓ ઉરની પુર ભભકથી ભરતી હતી. ચિત્રમાં જૂદી જૂદી જાતનાં પક્ષીઓ, પ્રાણીઓ, ગ્રામી-પશુઓ, મોટમોટી હવેલીઓ, સુંદર બાગબગીચા ને તળાવો, એવી તરેહવાર વસ્તુઓ ચીતરતી કે જે જોતાં અચરજ ઉપજે.

માબાપો તેમની બરાબર દેખરેખ રાખતાં. તેમની પાસે માણસો જે રાખ્યાં હતાં તે પુખ્ત, સદાચરણી, વિવેકી અને સ્વામિભક્ત હતાં. વિદ્યાગુરૂનું કામ એક પ્રવિણતા મેળવેલી પ્રૌઢ સ્ત્રીજ કરતી હતી. મતલબ કે રૂડી રીતે શીયળ જળવાય એવા મજબૂત બંદોબસ્ત બાંધ્યા હતા.

રૂપાળીબા ગૌરવર્ણી પણ જરા લાલાશ પકડતી અને સર્વાંગે પરિપૂર્ણ રતિની બીજી આકૃતિ જણાતી. પ્રધાનપુત્રી રૂપ જરા શ્યામવર્ણી, કદે નીચી, હાસ્યવદની અને ચંચળ હતી. ઘણે ભાગે રૂપ ગુણાદિમાં બન્ને સમાન હતી.

એક દહાડો બંને જણીઓ સૃષ્ટિસૌંદર્યની સુરેખ આકૃતિઓ ચીતરતી હતી, તેવામાં માલણ ફૂલ લઈ દરબારમાં જતી હતી. તેને નીચેથી બોલાવી તેની પાસેથી ચંબેલી, જાઈ, ગુલાબ, ડોલર, ને મોગરાનાં પુષ્પો લીધાં. તે માલણ પાસે અતિ સુગંધીદાર અત્તર બ્હેકતું હતું, જેના પરિમળથી પ્રસન્ન થઈ રાજ્યકન્યાએ તેને પૂછતાં જવાબ દીધોઃ "બાઈસાહેબ, આપના બાગ પાસે એક બીજો બંગલાવાળો તખતો છે. તે બંગલામાં મહારૂપવાન, ઉછળતી વયના, વિદ્યામાં કુશળ, એક બીજાથી ચડીઆતા, રૂપના અવતાર, એવા એક રાજપુત્ર અને પ્રધાનપુત્ર, કોઈક દેશથી આવી ઉતરેલા છે. હું તેમને સૈયામાં પાથરવા ઉત્તમ જાતનાં પુષ્પો આપુંછું. મને મનમાનતા પૈસા આપેછે. આ થોડો અત્તરનો નમુનો મને ત્યાંથી મળેલો છે. બાઈઓ તમે શું

સુખી છો? આ તમારી અવસ્થા હવે વાંચવાની લખવાની છે કે? મને અસુર થાય છે માટે જવા દો." માલણ ગઈ. બન્ને સાહેલીઓને જાણે ગેબી ગોળો વાગ્યો હોય અને સ્તબ્ધ થઈ રહે, તેમ થઈ ગઈ. ચિત્રકામ જ્યાંનું ત્યાંજ રહ્યું. કર કલમ સ્થિર થઇ ગઈ. વિચાર ઘુમવા લાગ્યો.

"નૈનાં જબ પરબસ પરેં, ઉત્તમ ગુન સમજાય;
વેફિર ફિરસો રી કરૈં, યે ફિર ફિર લપટાય.
યે ફિર ફિર લપટાય, નેત્ર બહુરૈં ભરિ આવૈં;
ખાન પાન સુખ ત્યાગ, રાત દિનહીં દુખ પાવૈં."

થોડીવારે રાજકન્યા બોલી હવે શું કરવું? આપણી બન્નેની ઉમર નાની ન કહેવાય. સંસારમાં આવી હજુ કંઈ કર્યું નથી. હવે તે તો ઠીક, આપણા નસીબમાં સુખ ક્યારે પ્રાપ્ત થવા નિર્માણ થયું હશે. રૂપ કહે બેન, તે તો ઠીક; ઈશ્વર મ્હેર કરશે ત્યારેજ લ્હેર થશે. હાલતો આપણે મન એક અકળાકેર છે. આજ સાંજે બાગમાં ફરવા જવાનું બહાનું કરી, તેમને આપણે જોઇએ તો ખરાં! મનમાં નિશ્ચય કરી દાસીને માતા પાસે પૂછવા–રજા લેવા મોકલી. સીગરામ તૈયાર કરાવી, પાંચ બજ્યાને સુમારે બાગમાં ફરવા ગયાં. સીગરામમાં કાચ જડેલ જાળીઆં હતાં તેથી આસંપાસ બધું જોઈ શકાતું હતું.

---

## પ્રકરણ ૧૫ મું.

તખ્તાવાળા બંગલામાં જ્યાં રાજપુત્ર લક્ષ્મણ અને પ્રધાનપુત્ર વસ્ત્રાભૂષણ ધરી ઘોડાપર સ્વાર થવાની તૈયારી કરે છે, તેટલામાં સીગરામ નજરે પડયો. તુરત તેઓ રાજકન્યા ને પ્રધાનપુત્રીના સીગરામની નજીક પહોંચ્યા. એક બીજા સમસ્યા કરતા જાય છે. સીગરામ પાછળ રાખી તેઓ પોતાના ઘોડાને

આગળ લઈ ચાલ્યા. ઘોડાને નચાવતા, કૂદાવતા, કુંડાળા નખાવતા, શરત કરતા જાયછે તે જાણે કેમ દેવકુંવર હોયની !

કાચની જાળીમાં જોતી બન્ને સુકોમળ કુમારિકાઓ પૂતળીની મીસાલે તેને દેખતાંજ પૂર્વના સંચિતને લીધે, કે પ્રભુ જાણે શા કારણથી ચિત્ત હરાઈ ગયાં. એક બીજી વાતો કરે છે પણ ચિત્ત અને દૃષ્ટિ બન્ને બીજી તરફ હતાં. સ્વારો પણ જરા અચંબો પામ્યા; રાજપુત્ર અને પ્રધાનપુત્ર એકાદ કોશની સફર મારી પાછા ઘોડા હેંકાવતા, દોડાવતા આવ્યા. આવીને ઘોડેથી ઉતરી બંગલા આગળ અગાશી હતી ત્યાં ઉઘાડે માથે બેઠા બેઠા વિનોદવાર્તા કરવા લાગ્યા.

રાજકન્યા અને પ્રધાનપુત્રી, પોતાના બાગમાં ગયાં. બાગમાંના કોચપર મહારોગી જેવી અવસ્થામાં તેઓ અચેત થઇ પડયાં. વિચારની ધૂનમાં કંઈ સૂઝેજ શાનું. માળીએ વનપક ફળો, સુવાસિત પુષ્પો રાજપુત્રી પાસે ધર્યાં, તેમાંથી કંઇ ખાધું ન ખાધું ને તુરત ચાલવાની તૈયારી કરી. જે પરાધિન થાય છે તેને કંઇજ ભાસતું કે ભાવતું નથી. સીગરામમાં બેઠી, અને જ્યાં પેલા અગાસીપર બેઠા બેઠા આનંદ વિલાસ કરેછે તે તરફ નજર દોડાવી. તેઓ રૂપના ભંડાર, અશ્વકસરતમાં એક્કા, નિરોગી અને ગર્ભશ્રીમંત લાગ્યા. વખાના માર્યા અત્રે આવ્યાં હોય એમ જણાયું. ઘરે જઈ રાજ્યકન્યાગ્રહમાં પ્રવેશ કર્યો.

રાજકુંવર અને પ્રધાનપુત્ર તેમજ રાજકન્યા અને પ્રધાનપુત્રી અન્યોઅન્ય જે રીતિયે શોભેછે, તે એવી છે કે.—

मणिना वलयं वलयेन मणिः । मणिना वलयेन विभाति करः ॥
कविना च विभुर्विभुना च कविः । कविना विभुना च विभाति सभा॥१॥

**તાત્પર્યઃ**—રત્નથી કંકણ અને કંકણથી રત્ન, અને રત્ન અને કંકણથી હાથ શોભેછે; તદ્વત કવિના યોગે રાજા અને રા-

જાના યોગે કવિ અને કવિ અને રાજાના યોગે સભા, એમ અ-રસપરસ યોગે અકેકથી શોભેછે.

## પ્રકરણ ૧૬ મું.

કામ જબરદસ્ત રિપુ છે; તેના પરાક્રમપાસે પ્રાણી કોણ માત્ર!! મોટા મોટા મુનિવરો, મહાત્માઓ અને માન્ધાતા જેવાઓ તેને જીતી શક્યા નથી! કામે શત્રુને મિત્ર અને મિત્રને શત્રુ કરી દીધા છે! કામે રાજાને રાંક ને રાંકને રાજા બનાવી દીધા છે! કામે વહાલામાં વેર વધાર્યું, ને તપસ્વીનાં તપ છોડાવ્યાં. જેનામાં કામદેવ પ્રગટ થયો, તે મૂઢતા ગ્રહણ કરે છે, ને સારૂં નરસું વિચારી શકતો નથી. તે, તે વખતે વિદ્યાને વિદાયગીરી આપી દેછે. હુન્નરકળા હરાવા ને કૂટાવા માંડેછે. સારાં વસ્ત્રાભૂષણ કર-ડવા ધાય છે. પુષ્પાદિક સુગંધી પદાર્થો સમાધિ ચડાવી દેછે. અહો!! "नान्यथा काम समो रिपु" આ વાક્ય યથાર્થજ છે.

अर्थातुराणां न पिता न बंधुः। कामातुराणां न भयं न लज्जा॥
क्षुधातुराणां न बलं न तेजश्चिंतातुराणां न सुखं न निद्रा॥१॥

રાજકન્યા ને પ્રધાનપુત્રીની તર્ફ વાંચનાર હવે નજર કર, તે શું કરેછે? તેમણે ભણવું ગણવું સૌ સોની જગોપર મુક્યું; ચિત્રથી ચટપટી થવા લાગી; ભરત ભડકા જેવું ભાસવા લાગ્યું; અન્નપર પણ અરૂચી ઉપજી; દાસીઓ પર વખ્તોવખ્ત ઉદાસીમય ગુસ્સો ઉત્પન્ન થાય; સારૂં નરસું કાંઈ પસંદ ન પડે; ટુંકામાં તેને જે સર્વ સામગ્રીઓ આનંદ આપતી, તે દુ:ખરૂપ થવા લાગી. બંનેનાં મન તુચ્છકામનામાં, વિષયલાલસામાં, મોહપાસમાં, કહો કે પ્રવાસી પરોણાઓમાં પરોવાઇ ગયાં–સપડાઈ ગયાં–વ્યગ્ર થયાં. તર્ક વિતર્કો થવા લાગ્યા: હવે તેઓ આપણા કેમ થાય, એ માટે જીવ તલપવા લાગ્યો.

**(દોહરો.)**

"નેન મિલે મનહૂ મિલ્યો, મિલિવેકો અભિલાષ;
ચિંતા જાત ન બિન મિલે, જતન કિયે સુહુલ્લાસ.— ૧
સુમિરન રસ સંજોગકો, કરિ કરિ લેત ઉસાસ;
કરત રહત પિય ગુન કથન, મન ઉદ્દેગ ઉસાસ."— ૨

"સ્વયંવર થાય તો સારૂં, તેમને આમંત્રણ જશે તો અવશ્ય તેઓ આવશેજ, પણ તે શું આપણું કામ છે કે! માતાપિતાને હવે શું નથી સમજવું જોઇતું કે, વખત અને વયની સાથે આપણા શરીરમાં પણ ફેરફાર થયો છે? કદાપિ તેઓ મંડપમાં નહીં આવે તો શું કરીશું? તેમનાં લક્ષણો જોઇ ખાત્રી થઇ છે, કે તેઓ ખરેખરા લાયક છે. અરે! પણ તેઓએ બીજી પુણ્યશાળીની સાથે પાણીગ્રહણ કર્યું હશે તો? એ માટે ખાત્રી શી રીતે કરવી! અરે મદન તાપથી મન વ્યાકુળ થયું છે. સદાચાર અને સદ્બોધ ચર્ચાનું સ્મરણ થાય છે. તેની મર્યાદા તો કદી પણ ઉલંઘવી નહી. શીયળ અને શુદ્ધ–સ્ત્રી–ધર્મ મૂકી સાહસ કૃત્ય કરવું નહીં. આપણે કુળ લજ્જા લોપી લડવા ઇચ્છતાં નથી. આપણી માગણી કોઇ પ્રકારે કોઇને નુકશાનકર્તા નથી. ઈશ્વર! તને યોગ્ય દેખાય તે કર. મનરૂપી માતંગને અમો વશ કરી જય અને જશ મેળવીએ એવી સુબુદ્ધિ આપ, ને તારી પ્રભુતા–મહત્તાની વૃદ્ધિ કર." આમ ઉભય કુમારીકાઓના મનમાં વિચાર થવા લાગો.

---

## પ્રકરણ ૧૭ મું.

એકાંત રાજ્યમેહલમાં રાણી વિચાર કરેછે, તેટલામાં મહારાજા પધાર્યા. રાણીએ ઉભાં થઇ માન આપ્યું. રાજાએ પૂછયું, આજ કંઇ ઉંડા વિચારમાં. રાણી વિવેકથી બોલ્યાં:

પ્રાણનાથ, આપનું ધારવું અને માનવું યોગ્યજ છે. મને હમણાં કેટલાક દિવસ થયાં એક વિચાર ઘોળાયાં કરેછે. જેવો મને વિચાર થાય છે, એવો આપને પણ થવો જોઈએ ને થતો હશેજ. રાજાજી કહે–પ્રિયા, હું તે જાણવા ઈચ્છુંછું. રાણી બોલી: સ્વામિનાથ, રૂપાળી અને રૂપ યોગ્ય ઉમરે પહોંચી છે. ભણતર, ભરત, ચિત્ર, વગેરેમાં સારૂં જ્ઞાન મેળવ્યું છે. હવે તેનાં લગ્નનો લહાવો લેવા અને તે શુભ વૈભવ ભોગવવા મને ઉત્કંઠા થાય છે. આપ તે મનોર્થ પૂર્ણ કરો. રાજા બોલ્યા: વાહ! હું પણ આજ તમને એ સંબંધી પૂછવાનો હતો. હું તે વાતમાં એક અક્ષર પણ તમારાથી જૂદો પડતો નથી. સત્વર તેની દાસીને બોલાવા મોકલો; તેને હકીકત પૂછીએ.

દાસીને બોલાવવા મોકલી એટલે તુરત આવી. દાસી હાથ જોડી ઉભી અને બોલી: નમન કરૂંછું. શો હુકમ છે?

રાણી બોલ્યાં: દાસી, મહારાજા સાંભળવા ચાહેછે કે, રૂપાળીબા, તથા રૂપ કેવો અભ્યાસ કરેછે, અને તેનાં વર્તનની શી વ્યવસ્થા છે?

દાસી નમ્રતાથી લજ્જા પામી બોલી: રાણીસાહેબ આજ કાલ તે બન્નેના મનમાં ફેરફાર થઇ ગયો છે. ભણવા ગણવા પર પૂર્ણ પ્રીતિ જણાતી નથી, ખાવા પીવામાં પણ આનંદ લેતાં નથી, પૂરૂં જમતાં નથી, વખતે ક્રોધી થાય છે. રાત ને દહાડો કાંઈ મહાભારત વિચારમાં ગુંથાયાં હોય એમ જણાય છે. એઓને કાંઈ છુપું દરદ થયું હોય એમ ભાસેછે.

રાજા બોલ્યા: પ્રિય રાજ્યલક્ષ્મી, દાસી સાથે કહાવો કે તમારા બન્નેમાટે સ્વયંવર કરવા નક્કી કર્યું છે. કંકોત્રીઓ લખી દેશ દેશાવરના રાજાઓ તથા પ્રધાનોને બોલાવીશું. તેમાં તમને લાયક વર મળે તેમ કરીશું. કોઈ પ્રકારે મુંઝાવું નહીં. અભ્યાસ મૂકવો નહીં. ધૈર્ય ધરવું અને ધર્મજ્ઞાનયુક્ત દંપતિઓનાં ચારૂ ચરિત્રો વિચારવાં.

# પ્રકરણ ૧૮ મું.

રાજકન્યા ને પ્રધાનપુત્રી વિચારમાં હતાં, ત્યાં રાજાએ દાસીને તેડાવી તેથી તર્કના ઘોડા કાંઈ તરેહવાર રીતે દોડવા લાગ્યાઃ– "આપણી આવી સ્થિતિની ફર્યાદ તો કોઈએ રાજાજી પાસે નહીં કરી હોય? વિદ્યાગુરૂ કાંઈ બોલેલ તો નહીં હોય! આપણે ગાંડી જેવી સ્થિતિ પકડી છે. એ દાસી આવી!"

દાસી મલકાતી મલકાતી ત્વરાથી આવી અને બોલી,— "બાઇઓ, વધાઈ આપુંછું વધાઈ!! તમારાં બન્નેનાં નસીબ ઉદય થયાં. રાજાસાહેબે મને કહ્યું કે, 'રૂપાળીબા તથા રૂપને કહો કે, તમારા માટે આવતી કાલે કંકોત્રી લખાવી દેશ દેશાવરના રાજકુંવરો તથા પ્રધાનપુત્રોને બોલાવીશું, સ્વયંવર કરીશું, તેમાં તમને લાયક ગુણસંપન્ન પતિ મળશે, તે સાથે લગ્ન કરીશું.' હું પણ તમારા ચેનચાળા સમજતી અને અધીરી બનતી. ઈશ્વર તમારી ધારણા પુરી પાડો."

રૂપે કહ્યુંઃ બેન રૂપાળીબા, ઉદાસીને ઉચ્છેદન કરનાર આ દાસીને વસ્ત્રાભૂષણ આપી પ્રસન્ન કરો. સૂકાતું કમળ સૂર્યના યોગે પ્રફુલ્લિત બને તેમ આ વેળા બેઉ ચતુરાંઓનાં મન હર્ષથી પ્રફુલ્લ થયાં:–

(દોહરો.)

"કાનન ફૂલ દુપેરિયાં, કર કંકન શૃંગાર;
સીસ કેસ સોહત છુટે, સેત બસન ઐરાર.
કંચન તન લોચન કમલ, નાગરિ મહા અનૂપ;
સખિપૈં બૈઠી હસતિ હૈ, મધૂ માધવી રૂપ."



## પ્રકરણ ૧૯ મું.

બીજે દિવસે પ્રાતઃકાળમાં રાજાએ પ્રધાનને બોલાવી કહ્યું કે, સુજ્ઞ પ્રધાન, રૂપાળીબા અને રૂપનો સ્વયંવર કરવા નિશ્ચય કર્યો છે, માટે રાજ્યયોગ વિવાહવિધિ કરવો જોઇએ. દેશ દેશાવરના રાજાઓ, પ્રધાનોપર કંકોત્રી લખી મોકલો. રૂપાળીબા અને રૂપ એ બંન્નેની એકજ કંકોત્રી લખવી એ એક રીતે જોતાં અઘટિત છે, પણ દીર્ઘદૃષ્ટિ કરતાં તેમજ ઠીક લાગેછે. તે લખાઇ તૈયાર થાય એટલે મોહોર કરાવી રવાને કરી દો. પ્રજા આ શુભકાર્યમાં પ્રેમભક્તિપૂર્વક ભાગ લેશે. તેમને તો માત્ર જાણુજ થવી જોઇએ. આપણા અમીર ઉમરાવોને આ શુભ કાર્યના ખબર આપો.

પ્રધાન બોલ્યો, મહારાજાધિરાજ, રૂપાળીબા અને રૂપનાં લગ્ન એક દહાડે કરવાં તે ઠીક છે, તોપણુ આપે કરેલી શંકા મને પણુ થાયછે ખરી. જેવી આપની ઇચ્છા. હું આજથી હવે તેજ સમારંભમાં રોકાઉંછું. પરમેશ્વર સરેતોરે પાર પાડશે. મંડપરચના કરાવવાની વરધી આપવી જોઇશે. બહુ દહાડા તેમાં લાગશે. હું જઈ તે કામ કરૂંછું.

---

## પ્રકરણ ૨૦ મું.

સત્યવતીનગરીમાં શો બનાવ બન્યો. બારોટે કરેલી વાતથી ખીજાઇ રહેલા અને રણુસંગ્રામ વગેરેની તૈયારીમાં તત્પર થયલા લખમસિંહ અને જોધમલ્લ, કેશરીસિંહની રજા માગી ધામધૂમથી ગામ બહાર નીકળ્યા.—જાત જાતનાં વાજાં, શરણાઇ, નગારાં, શંખ, તૂરાઈ, રણુશીંગડાં, વાગવા લાગ્યાં. સવારો હાથમાં ભાલાં ઝાલી ચળકાટ કરાવતા આમ તેમ ફરેછે; પાયદળો લડવા માટે ખુશી થતા જાય છે; ભાટ બ્રાહ્મણો આશિર્વાદના વર-

સાદ વરસાવેછે; માતાઓ ઓવારણાં લેછે; જેના પતિ, બન્ધુ, પુત્ર, વગેરે લડાઈમાં જાયછે, તેમને આશિર્વચન આપી કુળદેવતાને ભલામણ કરેછે. ગામ આખામાં વીરરસ પ્રભાવ પ્રસરી રહ્યો છે. લખમસિંહ અને જોધમલ્લને તેમની પ્રેમપાસથી બંધાયલી પ્રાણપ્રિયાઓ,–સુકુમાર અર્ધાંગનાઓ મહેલની બારીઓમાંથી એકી નજરે નિહાળી રહી છે. કેશરીસિંહ મદોન્મત હાથીની અંબાડીપર બેશી ગામબહાર આવ્યા હતા, તેણે સુભટોને હિમ્મત આપી પાછા વાળ્યા.

લશ્કરમાં હાથી, ઘોડા, ખચ્ચર અને પાળા બેસુમાર હતા. સાથે વેપારીઓ અને વૈદ્યો આદિ સરંજામ પણ પૂરતો હતો. વીરરસ ઉદ્દિપ્તન કરનારી આ સુંદર સ્વારી પૂર ઠાઠમાઠ અને દબદબા સહિત અમરાવતી તર્ફ કુચ કરતી ચાલી. આ રણસંગ્રામનું મુકામ સ્થળ, ઠામઠામ એક નગરીનું રૂપ પકડતું. અમરાવતી પાંચ કોશ રહી ત્યારે ત્યાંના રાજાને ખબર કહેવરાવ્યા કેઃ લડવા સજ થાઓ. તેં વાઘેલાને અભિશ્રાપ અપાવ્યો, અમારી તારા સરખી પરમ પુનિત ભગિનીને આપઘાત કરાવ્યો, અમારા ભાણેજ લક્ષ્મણને દેશવટો દીધો,–એ સર્વ અન્યાય અમે સહન કરી શકતા નથી. તારી મુલાકાત તાતી તલવારે લેવા આવ્યા છીએ, માટે તૈયારીમાં રહેવું.

અમરસિંહના અઘટિત દબાણથી અતિ ઉદ્વેગ પામેલા આસપાસના ખંડીયાઓને લડવામાટે આ ઉમદા તક મળી. તેઓ સાવધ થઈ લખમસિંહ તથા જોધમલ્લને મળ્યા. દુશ્મનનું દાવ આવે નિકંદન કરવામાં ભાટે તેમને પુષ્ટિ આપી કે,—

( કુંડલિયો. )

“ સાંઈયાં સમે ન ચૂકિયે, ખેલ શત્રુકે સાથ ;
દાવ પરે મત ભૂલિયે, તુરત મારિયે ઠાર.

તુરત મારિયે ડાર, નિરદ કરચી કર લીજે,
હોને વાલી હોય, જૂગમેં જશ તો કીજે;
કહત દીનદરવેશ, બડોંકી એહિ બડાઈ,
સો સો સોગન ખાય, શત્રુકું હનિયેં ભાઈ."

વળી બીજું એક વિવિધ અર્થસૂચક કવિત કહ્યું:—

( કવિત. )

"આંગુસે ધસિયે ના, ધસિયે તો ખસિયે ના,
શૂરકે સમીપ જાકે મારિયે કે મરિયે ;
બુદ્ધિ બિન બોલિયે ના, બોલિયે તો ડોલિયે ના,
બોલ એસો બોલિયે કે બોલિયે સો કીજિયે ;
અજાન પ્રીત જોડિયે ના, જોડિયે તો તોડિયે ના,
જોડ એસી જોડિયે કે જડિયાનમે જડિયે ;
કહે કબિ ગિરધરલાલ, સુનોજી કહાનલાલ,
આખરેમેં સિર દાર, મુસરેસેં ન ડરીયે."

યુદ્ધ વચનનો અમરસિંહે અનાદર કરી કશો પ્રત્યુત્તર કહાવ્યો નહિં. બીજે દિવસ સવારમાં તેઓ છેક શહેર નજીક આવ્યા. ખડા કરેલા તંબુઓમાં સર્વ સરંજામે વિરામ લીધાબાદ, લખમસિંહે સર્વ યોદ્ધાઓ અને અમલદારોને બોલાવી કહ્યું કે;—ઘણીવાર યુદ્ધકળા વાપરી તમોએ મારીસાથે આવી રણસંગ્રામમાં જય મેળવ્યોછે; એટલે આ વેળા મારે કાંઈ કહેવાની જરૂર રહેતી નથી. તો પણ કેટલાક નવિન યોદ્ધાઓમાટે સુચવવાનું કે, આ લડાઈ ન્યાયથી બિલકુલ વેગળી નથી, તે તો સર્વ જાણુતા હશો. આથી અવિચારી અમરસિંહને કેદ કરવો, એજ મુખ્ય હેતુ છે. જગતમાં જેનો જન્મ તેનો નાશ છે. જીવ્યું તે મરવાને ને ખીલ્યું તે ખરવાને, એ અવિનાશીનો અચળ નિયમ જાણી, જશ મેળવી મરવું એજ જીવનનું સાર્થક છે. છતાં જગતનાં

ક્ષણિક સુખોનેજ આધિન જેમનું મન હોય ને જેમને જીવવાની લાલસા હોય, તેઓ સુખેથી ઘેર સીધાવો. પ્રભાતે લડાઈ શરૂ થશે.

યોદ્ધાઓ અને **અ**મલદારો ઉપલાં કથનથી કોઈ રીતે નાસીપાસ ન થતાં વધારે રંગમાં આવ્યા. જાતે રજપૂતનું બુંદ, ન્યાયી નૃપતિનો સહવાસ અને કાયરતાનું જ્યાં નામે નહિં, ત્યાં શું કહેવું ? સર્વ રસાલો પ્રેમ અને આગ્રહથી ઘટિત જવાબ આપી પ્રભાતની રાહ જોતો બેઠો. રાતના ત્રણ બજ્યાને સુમારે તૈયારીનું બ્યુગલ વાગ્યું કે તરત સર્વ સૈન્ય યાહોમ તૈયાર થઈ ગયું. વીરરસનો ઉછાળો મારતી અને સર્વાંગે શૌર્યભાવ ઉત્પન્ન કરતી કવિતા, ગામડિયા ભાષામાં **ભાટ** ચારણો ભાખવા લાગ્યા. વીર નર્મદની વીરરસ વાણીનો જુસ્સો જાણે આ વેળા પ્રકાશવા માંડયો :--

## ( લાવણી. )

સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે.—( ટેક. )
કેટલાંક કરમોવિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજિ સમય નથી આવિયો, કરી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ જોઈ બળ લાગે,—યા હોમ૦ ૧
સાહસે કર્યો પર્શુએ, પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજવચને;
સાહસે ઇંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગ્ત સહુ ભણે;
થઈ ગર્દ જંગમાં મર્દ, હક્ક નિજ માંગે,—યા હોમ૦ ૨
સાહસે કોલંબસ ગયો, નવી દુનિયાંમાં,
સાહસે નેપોલ્યન ભિડયો, યુરપ આખામાં;

સાહસે લ્યુથર તે થયો, પોપની સામો,
સાહસે સ્કાટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે શિકંદર નામ, અમર સહુ જાગે,—યા હોમ૦ ૩
સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદા દેશ, દુઃખ સહુ ભાગે,—યા હોમ૦ ૪

છેવટ **અમરસિંહ** તરફથી આ વેળા જવાબ આવ્યો કે, હું કદીપણુ તમારે તાબે થનાર નથી. તમે જે વસ્તુથી મને મળવા ઈચ્છા બતાવી, તેજ તમારી ભેટને માટે ટમટમી રહી છે.

હુકમ થતાં વેતજ તોપોના બહાર ચાલુ થયા. પ્રતિઘોષમાં પણુ તેણેજ જવાબ વાળ્યો. **અ**મરાવતીના દરવાજા બંધ થઈ ગયા. ધુમાડાના ગોટાથી આકાશ તમામ શ્યામ બની ગયું. જાણે મહા ઉલ્કાપાત કે ધરતીકંપ થયો હોય તેમ પ્રજા કંપવા લાગી. પક્ષીઓ પણુ પોકારવા લાગ્યાં. બીજે દહાડે બન્ને બાજુનાં થોડાં થોડાં માણુસો મરાયાં. દરવાજો ઉઘાડવાની ઘણી યુક્તિઓ કરી, પણુ તે નિષ્ફળ ગઈ. ત્રીજે દહાડે તોપો સહિત એક મહામસ્ત હાથીને લઈ દરવાજા ઉપર ગયા. હાથીએ એક, બે ને ત્રીજે ધક્કે દરવાજાનાં દ્વારના ચુરેચુરા કરી નાખ્યા. જેનાં નેત્રમાં લાલ રંગ કેટલેક અંશે ઝળકી રહ્યોછે એવા યોદ્ધાઓ ઝટપટ અંદર દાખલ થયા. અમરાવતીના ચોકીદાર સીપાઇઓ **શેર**ખાં, **પાશેર**ખાં, **તીર**મારખાં, **બડે**ખાં, **છોટે**ખાં, વગેરે સામળ કવિના શબ્દોમાં કહિયે તો—" પડે ઉગમણી બૂમ, આપ આથમણો ધાએ" એમ હથિયારો ફેંકી જૂદે જૂદે સ્થળે નાસવાની, સંતાવાની ને જીવ બચાવાની ધાલમેલમાં પડયા. મરડાશીંગીની પેઠે નિત્ય મરડાતા, ભારે દમામ કરતા ને 'બડી બડી બાંતા' કરતા સિપાઈજાદાઓ

પડતા, આંખડતા, ભાગતા જાયછે. કોઈના પગમાંથી પગરખા નીકળી જાયછે, તો કોઈનું પાઘડું પડેછે. કોઇની ભેંઠ છૂટે છે, તો કોઈનું દીલ ત્રુટે છે,—એમ સર્વે મુંજવા અને કંપવા લાગ્યા. ગામનાં લોકો ઘર વાસી ગુપચુપ બેસી રહ્યાં. "હવે શું થશે ? ભાઇઓ ! 'પાડા લડે તેમાં ઝાડનો ખો;' આ કેવી વાત !" ઘરમાં આમ ગભરાટભરી વાતો થવા લાગી. તરવાર, બરછી, ભાલાં, ને જમીયા ચોતરફ ચળકી રહ્યાં હતાં. નેમચંદ, પેમચંદ, રતનચંદ, ફૂલચંદ, વગેરે વણિકભાઈઓનાં પોતિયાં છૂટવા લાગ્યાં. ભાવિક વૈષ્ણવો ભોળપણે આ વેળાએ ભગવાનને સંભારવા લાગ્યા. ચંદ્રશંકર, સૂર્યશંકર. દયાશંકર, મયાશંકર વગેરે ભૂદેવો સોમનાથ, બીલનાથ, ઝાડનાથ, ખામનાથ વગેરે નામો ઉચ્ચારતા બેઠા. જૂદી જૂદી કોમના લોકો જૂદા જૂદા દેવને, કોઈ પીરને તો કોઈ પેગમબરને ભજવા લાગ્યા; ને તેમાં તેમની મુખ્ય માગણી માત્ર પોતે જીવતા રહે એજ હતી. રડતાં બાળકોને અબળાઓ ધમકાવી સાનમાં છાનાં રાખતી. તોપોના ભયાનક મારાથી અને લશ્કરની દોડાદોડથી અપાર સહનતાવાળી અવની પણ જાણે ડોલતી હોય તેમ ભાસવા લાગ્યું. તરવાર ભાલાં વગેરે સાહિત્યો સૂર્ય તેજે ઝળકતાં હતાં. લશ્કરે દરબારગઢમાં પહોંચી તેનો દરવાજો તોડ્યો ને સામે થનારા સિપાઈઓને ઘાસની પેઠે કાપી નાખ્યા. મહા શોક અને ક્રોધના આવેશમાં દીગ્મુંઢ જેવો દેખાતો અમરસિંહ ઘોડાપર સ્વાર થઈ સામો આવ્યો. તેણે જોધમલ ઉપર "ચલે આવ બચ્ચા" કહી ઘા કર્યો, જે જોધમલે ઢાલમાં ઝીલી લીધો. તરત બીજો ઘા કર્યો, તે તરવારપર ઝીલ્યો. આ વખતે જોધમલે "તને મારવો એ મોટી વાત નથી, પણ તેમાં અમોને શરમ અને દૂષણ છે," એમ કહી અમરસિંહને પકડી પાડી સિપાઇઓને સ્વાધિન કર્યો. ત્યાંથી નાસતાં તેનો હાથ કપાયો. લશ્કરી માણસો ઘણાં મરાયાં. દરબારમાં લોહીની

નીકો ચાલી નીકળી. લડાઇ બંધ પડી. રાજાને કેદ કર્યો. લશ્કરને શાબાશી આપી ઈનામો વેહેંચ્યાં. અમરાવતીમાં અને આસપાસના ગામમાં ઢંઢેરો ફેરવ્યો કે, "રાજા અમરસિંહને તેના અવિચારી સહાસનું ફળ મળ્યું છે, ને શરણ થયો છે. તેનું રાજતાજ અમારા ભાણેજ લક્ષ્મણને સોંપવામાં આવશે. પ્રજાનું અમે સંતાન પ્રમાણે પાલન કરશું. ખંડિયારાજા રાજનીતિનાં ધોરણે ચાલશે તો તેને કોઈપણ પ્રકારે દુઃખ દેખવું નહિં પડે. અમે તમામ અકારા કરો કહાડી નાખશું અને સર્વને સંતોષ આપશું, જે વિષે ભવિષ્યમાં ખાત્રી થશે." ઈત્યાદી વચનો સાંભળી પ્રજા બહુ પ્રસન્ન થઈ.

---

## પ્રકરણ ૨૧ મું.

**લક્ષ્મણ** અને **વિજયચંદ**નું ચિત્ત પ્રપંચમાં પરોવાયું હતું. **માળણ**ની પ્રેમાળ વાણીની ધુનથી મદારીના સર્પની પેઠે તેના મનમયુર નાચવા લાગ્યા. જે સુકુમારીઓની તેમને સીગરામમાં માત્ર ઝાંખી થઈ હતી, તેમનું ગુણકથન **માળણ** નિરંતર કરવા લાગી. એકવાર **માળણે** હરખાતાં હરખાતાં પ્રિયાપ્રેમની અતિ અભિલાશામાં આવેલા આ પ્રવાસી પરોણાઓને સુખદાયક સંદેશો કહ્યો. સંદેશો તે **રૂપાળીબા** અને **રૂપનો** સ્વયંવર મંડપથી ચતુર ભરતાર સાથ સંબંધ બાંધવાનો છે. વિશેષે તેણે જણાવ્યું કે, પૂર્વનાં સંચિતે કાંઇ તમારૂં તેને ગુણાકર્ષણ જણાય છે, માટે તમોપણ તે નિરધારેલા શુભ પ્રસંગે પધારશો તો અર્થ સિદ્ધ થશે. **વિજયચંદે** કહ્યું: કુંવરજી, **માળણ**ની વાત મને માનવા જોગ લાગેછે. સંધી બહુ સારી છે, પણ આમંત્રણ વિના નજ જવાય. પણ આપણને અહિં કોણ ઓળખે? એટલામાં **વધામણીઓ** પત્ર લઇ આવ્યો, ને તે રાજકુંવરના હાથમાં મૂક્યો. સુગંધી પ-

દાર્થનો વાસ અને કેશરનાં છાંટણા જોઈ તેણે નક્કિ કર્યું કે, આ-તો આપણે ધારતા હતા તેજ સ્વયંવર મંડપની આમંત્રણપત્રિકા. અતિ અધિરતાથી-આતુરતાથી- ઉત્સુકતાથી તેઓ વાંચેછે ;—

" અનેક શુભોપમા વિરાજમાન નૃપતિઓ અને મંત્રીઓ !

મદનાવતીથી વિ૦ મદનભૂપાળનો પ્રણામ. વિશેષ વિનંતી કે, મ્હારી પ્રિય પુત્રી રૂપાળીબા તથા પ્રધાનપુત્રી રૂપનો માંગળિક સ્વ-યંવર વૈશાખ શુદિ ૧૧ મંગળવારે નિરધાર્યો છે. તે પ્રસંગ ઉપર આપ સર્વ પધારી કૃપામાં વૃદ્ધિ કરશો. આપના પધારવાથી સભામંડપ પાવન થઇ શોભા પામશે.

વૈશાખ શુદિ ૩ ચંદ્રવાર. વિ૦ મદનભૂપાળ.

રાજપુત્ર અને પ્રધાનપુત્રને આ વર્તમાનથી અતિ આનંદ થયો. વધામણિયાને પાંચ મહોર આપી રાજી કર્યો. પોતે થોડા દિવસ હવે અહિંજ રહી સઘળું જોવા, જાણવા અને નસીબ અજમાવવા ધારણા બાંધી.

---

# પ્રકરણ ૨૨ મું.

પરમેશ્વરે જેને દ્રવ્ય આપ્યું છે, તે શામાટે ન વાપરે ? હોય ને ન વાપરે તેનાં અભાગ્ય અને ન હોય ને વાપરે તેનાં પણ અભાગ્ય. સ્વયંવરમંડપ રચવામાં હજારો બલ્કે લાખો રૂપિયા ખર્ચ કર્યા. મંડપની રચનાનાં શાં વખાણ કરવાં ? શો તેનો ઠાઠ માઠ ! તખ્તા, હાંડીઓ, ઝુમર, વગેરે બીલોરી ને ચીનીકામ કાંઈ વિચિત્રજ હતું. મોટા તખ્તાઓમાં જનસમુદાયનો અને વિવિધ વસ્તુઓનો ઓળો પડતાં બમણી શોભા જણાતી હતી. રાજા પ્રધાનો માટે કરેલી મનપસંદ બેઠકો, તેની અંદર રૂપાળીબા ને રૂપને બેસવામાટે તૈયાર કરેલું આસન મહા મૂલ્યવાન હતું. એક જોઇએ ત્યાં બીજું ભૂલી જઈએ. મંડપની અંદર પેઠા એટલે જાણે સૂર્ય સરખા તેજસ્વી ગોળામાં છીએ. બહાર જવા-

નો માર્ગ સૂઝે નહીં. આ વિશાળ ભવ્ય મંડપમાં ચિત્રકામ પણ વિચિત્રજ હતું. મહાત્માઓ અને મહારાજાઓની સુંદર પ્રતિમાઓ મોહ ઉપજાવતી હતી. નીચે જાજમ, તે પર રંગ બેરંગી ગાલીચા, તે પર અત્તરાદિ સુગંધી વસ્તુનો છંટકાવ, તે સર્વ વૈભવ આ લોકનું બીજું ઇંદ્રભુવન જાણે દર્શાવતો ન હોય?

આસપાસના રાજા અને પ્રધાનો પોતાના પુત્રો સમેત આવી ચૂક્યા હતા. સૌનો યોગ્યતા પ્રમાણે પ્રેમસહિત આદરસત્કાર કરવામાં આવતો હતો. કોઇ પ્રકારે કોઈનું મન કોચવાય નહીં એવી તદબીર કરેલી હતી. બીજે દિવસ સવારના દશ વાગે સમારંભ થવાનો હતો. રાજકુંવરો ને પ્રધાનપુત્રો બની ઠની ઘોડા ફેરવતા હતા. આખું શેહેર ખળભળી રહ્યું હતું. માણસોનો પુષ્કળ ભરાવો થયો હતો. આખાં શેહેરને તે દિવસ ભોજન કરવાને નોતરેલું તેથી સેંકડો લોકો પોતપોતાની ભોજનશાળા તર્ફ ઘુમતા હતા. વેપારી લોકોની રોજી ઉઘડી હતી. ઝવેરી જોરમાં આવ્યા હતા. સોની લોકો સંતોષથી રહેતા હતા. અનેક જાતના તમાસા, ખેલ થઈ રહ્યા હતા. ભાંડ ભવૈયાનો તો સુમાર ન હોતો. ટુંકામાં સર્વ ઠેકાણે અતિ હર્ષ પ્રવર્તિ રહ્યો હતો. ઠામ ઠામ ઘોડા, ઘોડાગાડીઓ અને શીગરામાદિની ધમાલ ચાલી રહી હતી. સુગંધમય પુષ્પો અને અત્તરાદિની મગજ તર કરનારી સુગંધી, હવામાં ભરાઈ આખી નગરી અને આસપાસની સીમમાં પ્રસરી રહી હતી! માળી અને અત્તરિયાનો રોજગાર-ધંધો ચાલી રહ્યો હતો. આતશબાજીનાં વૃક્ષો ઠેકઠેકાણે રોપાતાં હતાં. નગરનારીઓ પોતાના સુંદર આંગણામાં સુશોભિત સાથીઆ પુરી ઘરશૃંગારમાં વધારો કરવા લાગી હતી. નગર નાયિકાઓનાં ટોળે ટોળાં રંગબેરંગી પટકુળ પેહેરી હાથમાં રૂમાલ ધરી ફરતાં હતાં. આખું નગર ઉદ્યમ, ઉલ્લાસ અને શોભામાં ગરકાવ થઇ રહ્યું હતું.

---

## પ્રકરણ ૨૩ મું.

રાજકન્યા અને પ્રધાનપુત્રી રાજકન્યાગૃહમાં કાંઇ વિનોદવાર્તા ચલાવેછે. વળી તેઓ દીન બની દીનદયાળને સ્તવેછે કે, ઇચ્છિત પતિ પ્રાપ્ત કર. પરસ્પર તેઓ સંકેત કરે છે કે, ઉપરથી દેખીતા ઇંદ્રવર્ણાને જોઇ અંજાઇ જવું નહિં; કુશળતાની અગર વિચારની પરિપક્વતાની કસોટી આવે સમયેજ થાયછે. ભવસાગર તરવાનો સમય પણ આજ છે. આખી ઉમરનું. અરે! આખા જન્મનું સાર્થક કરવાનો આવો સમય બહુ સંભાળવાનો છે. અરે! એનો કર્તા તો ઇશ્વર છે. આપણે એમાં વ્યર્થ શો આડંબર કરવો?– આમ વિચારના વમળમાં બન્ને કુમારિકાઓ ડોલાવા લાગી. રાજકન્યાએ યુક્તિ બતાવી કે, આપણે ચતુરનરને ઓળખવા કાંઇ સમસ્યા યોજીએ. પછી ઝવેરીને બોલાવી કહ્યું કે, આ મારી મુદ્રિકાના હીરામાં હીરાકણીવતી અતિ સૂક્ષ્મ અક્ષરે મારૂં નામ લખ. રૂપાળીનો હેતુ તેમ કરવામાં એજ હતો કે આ નામની પાસે જે મારો સ્વામિ થવાનો હશે તે પોતાનું નામ લખશે; ને તેવું કંઈ બાજુમાં ચિન્હપણ ચંચળ ચતુરાએ કર્યું હતું. પ્રધાનપુત્રી રૂપે પોતાની છબિ આળેખી તર્જનીની આંગળીમાં પોતાનું નામ લખ્યું. તેમાં સંકેત, એ હતો કે મને વરનારો પતિ પોતાની છબિ ચીત્રી જમણા અંગુઠામાં પોતાનું નામ દર્શાવશે–લખશે.

બન્ને સખિયો સ્વયંવરમંડપમાં જવાની સામગ્રીઓ તૈયાર કરવા મંડી અને સંગાથે સમસ્યાઓ વગેરે સાહિત્ય લઈ જવા નિશ્ચય કર્યો.



## પ્રકરણ ૨૪ મું.

વૈશાખ શુદિ ૧૧ મંગળવારે આ મંગળકાર્યનો આરંભ થયો. સવારના નવ બજ્યાથી રાજા, પ્રધાનો, રાજપુત્રો વગેરે

આવી નેમેલી બેઠકે બિરાજ્યા. આશા અમર છે. आशा नाम नदी मनोरथजला तृष्णातुरंगाकुला તેમ પરણવાના સૌને કોડ હોય છે. વૃદ્ધ પણ પોતાના મનને તરૂણજ ગણેછે. મતલબ કે સૌ સૌના મનમાં સવાશેર; કોઈને રાજ્યમદ તો કોઈને દ્રવ્યમદ, કોઈને યૌવનમદ તો કોઈને વિદ્યામદ. કોઈને વૃદ્ધાવસ્થાને લીધે શ્વેત કેશ આવ્યા હતા, તે અયોગ્ય ગણી કલેફ લગાડી તરૂણમાં ખપવા કાળા કર્યા હતા. કોઈ કિશોરવસ્થાના જણાતા તરૂણ ગણાવા ઉંચી બેઠકે ચ્હડી બેઠા હતા. કોઈ સર્વાંગે સંપૂર્ણ, અને મનહરણ મદનકલિકાઓનું પણ મન હરી લે એવા કામદેવ સમા કાન્તિવાન હતા. સૌએ યથેચ્છ અલંકારો ધારણ કર્યા હતા. કોઈ કરણ જેવા દાનેશ્વરી, તો કોઈ બ્રહ્મા સરખા સમદૃષ્ટિ-વાળા. કોઈ અર્જુન જેવા યુદ્ધચતુર, તો કોઇ સમુદ્ર સરખા ગં-ભીર. કોઈ બળી સમા ધૈર્યવાન તો કોઇ યયાતિ સરખા ધર્મવાન. કોઇ પ્રલ્હાદ સરખા ભક્તિવાન, તો કોઇ દેવ જેવા બુદ્ધિમાન. કોઈ આત્મવિદ્યાદિ જાણનાર બૃહસ્પતિ જેવા, તો કોઈ નારદ જેવા ગાનકાર. કોઈ શુકદેવ જેવા ત્યાગી, તો કોઇ હંસજેવા ચતુર,—એમ ઉત્તમ પુરૂષો હતા. વળી શઠતાયુક્ત ખળ-પુરૂષો પણ હતા: તેમાં કોઇ અસુરજેવા સત્યતા રહિત, તો કોઇ કિંનર જેવા કાયર. કોઇ રાક્ષસ સરખા નિર્દય, તો કોઇ બ્રહ્મ-જ્ઞાની બનીને વિષય ભોગવનારા જાણે બ્રહ્મરાક્ષસ. કોઇ દશમા-ગ્રહ જેવા મૂર્ખ, તો કોઈ ગધેડા સરખા ખળ. કોઇ કડવું બોલનારા કાગડા જેવા, તો કોઇ ટેક વિનાના નકટા જેવા. કોઈ ચાડી કરનારા ચંડાળ જેવા, તો કોઈ દ્રવ્યને મદે ઉત્તમ પુરૂષનું અપમાન કરવે આંધળા જેવા. કોઈ કરેલા ગુણને નાહિં જાણુ-નારા સર્પ જેવા, તો કોઇ વક્ર રહીને પારકું કામ બગાડે તેવા વિંછી સરખા પુરૂષો પણ હતા.

અખંડ ચિત્રપટ પેઠે સભામંડપ ભરાઈ રહેતાં લક્ષ્મણ અને વિજયચંદ આવી પહોંચ્યા. મહારાજા મદનભૂપાળે સર્વ મંડળ આવી પહોંચ્યાનું બન્ને કુમારિકાઓને કહાવ્યું. આકાશમાર્ગેથી દેવકન્યા આવતી હોય, તેમ રૂપાળીબા અને રૂપ આવી પહોંચ્યાં. અતિ ઉત્સાહવંતી પવિત્ર પ્રમદાઓએ કટાક્ષ દૃષ્ટિ કરી સ્વયંવર મંડપમાં મળેલું રાજ્યશ્રીમંડળ નિહાળી લીધું. આશાના પાસમાં પરવશ થયેલા કઇક રાજાધિરાજો ને વણિકપુત્રો આ દેવકન્યાના આડંબરથીજ સ્તબ્ધ થઈ જતા જણાયા. કોઇ મુંછે હાથ દઇ તરૂણપણું, તો કોઇ તલવાર પકડી વીરતા બતાવી વિવિધ ચેષ્ટા કરવા લાગ્યા. સર્વ પોતપોતાના મનમાં ભાગ્યદેવીનું ભજન કરતા બેઠા. કોઈ શેખસલ્લી પેઠે તુરંગમાં પડયા. કોઇ ભોળા ભાવિકોએ ભોળેશ્વરની માનતા લીધી. કોઈ કહે ગંગાસ્નાન કરૂં ને કોઈ કહે યમુનાપાન કરૂં.

એક તરફ નગરનારીઓ મધુર સ્વરે મંગળ ગીતો ગાતી આવી. કોઇ ગૃહકાજમાં હસ્તિની જેવી ચતુર, તો કોઇ રસોઈમાં ચતુર દ્રૌપદી જેવી. કોઇ અન્નદાન દેવામાં અન્નપૂર્ણા જેવી, તો કોઈ દાસનું પાલન કરવામાં અંબિકા જેવી. કોઇ પતિની અતિ સેવા કરનારાં પાર્વતી જેવી, તો કોઇ જ્ઞાનવાન દેવહૂતી જેવી, કોઇ શીલવાળી ગાય જેવી, તો કોઇ સમાનદૃષ્ટિવાળાં સાવિત્રી જેવી, કોઇ ગંગા જેવી નિર્મળ, તો કોઈ પૃથ્વી સરખી ક્ષમાવાન. કોઇ લક્ષ્મી જેવી રૂપવાન, તો કોઈ રંભા જેવી કંઠવાન. કોઈ દયા રાખનારી સાક્ષાત્ દયાની પ્રતિમા, તેમ કોઇ સારી દેખાતી આપોઆપ શોભાનીજ જાણે મૂર્તિ. બીજી તરફ ગાનતાન નૃત્યાદિ નાટ્યરંભ થઇ રહ્યો છે.

રાજકન્યા રૂપાળીબા ઉભી થઈ ચાલવા માંડે છે, ને તેમની પછવાડે પ્રધાનપુત્રી રૂપ પોતે પસંદ કરેલી સમશ્યાઓ લઈ પ્રશ્ન-

રાથી બતાવતી ચાલી જાય છે. સ્વયંવર મંડપમાં બિરાજેલા બિચારા કઈક અબુજ રાજવીઓને અને વણિકપુત્રોને તેની સૂજ પડતી નથી. તેઓ ઝંખવાઈ અને નિરાશ થઈ નીચી નજરે જોવા માંડે છે. કોઈ કોઈ વિચારે છે કે, આ ગજગામિની, પદ્મિની અમને વરે તો કેવી મઝા પડે ! પણ ગુહ્ય સમસ્યાનો ભેદ કોઈ કળી શકતું નથી. એક રાજપુત્રે કેટલોક યત્ન કર્યો, પણ નિષ્ફળ ગયો. આગળ ચાલતાં લક્ષ્મણ અને વિજયચંદ પાસે બન્ને આવી પહોંચ્યાં. સ્મિત હાસ્ય કરી નીચું જોઇ સ્થિર થઈ ગયાં. લક્ષ્મણે જરા વિચાર કરી પોતાના હાથમાં હીરાની વિંટી હતી, તેવતી જમણી તર્ફ પોતાનું નામ લખ્યું. રાજપુત્રી તેજ ક્ષણે ધંડે ધારેલો હેતુ તુરત સમજી ગઇ. રૂપની સમસ્યા ધાર્યા કરતાં વધારે સારી રીતે ચિત્રી જમણા અંગુઠામાં વિજયચંદે પોતાની સંજ્ઞા લખી. બન્ને જણાં પોતપોતાને સ્થળે હરખાતાં મલકાતાં બેઠાં.

આશાના પ્રબળ પાસમાં બંધાયલા અને ચિત્રવત્ તટસ્થ રહેલા ઉમેદવારોનાં મન ખિન્ન થવા લાગ્યાં. તેઓ પરસ્પર વિમાસવા લાગ્યા કે, આપણા ભાગ્યનો સેતારો અસ્તવ્યસ્ત થયો. अशक्तिवान् भवेत् साधु: તેમ કોઇ તો પરમેશ્વરને ને કોઈતો પ્રારબ્ધને નિંદવા લાગ્યા. રાજકન્યા રૂપાળીબા અને પ્રધાનપુત્રી રૂપને મનતો અમંદ આનંદની એલી થઈ ગઈ. રાજા અને પ્રધાનપુત્રે યોગ્ય સામગ્રી મગાવી વિધિસર અગ્નિસાન્નિધ્ય પાણિગ્રહણની ક્રિયા કરી કન્યાદાન આપ્યાં. કુંવરબાઈનાં મામેરાં જેવી પહેરામણી દઈ સમસ્ત જનોને તૃપ્ત કરી આશિષ લીધી.

લક્ષ્મણ અને વિજયચંદસારૂ મહેલ તૈયારજ હતા, તે તેમને સોંપ્યા. સુકુમાર રૂપાળીબા અને રૂપ હવે કન્યા ટળી નારી થયાં. સંસારસુખનો અનુભવ લેવાની અને દંપતિવિલાસ જાણવાની તેમને તક મળી. ગમતી જોડ મળવાથી કોઈ વાતે

ન્યૂનતા રહી નહીં. પરમેશ્વરે સકળ મનોરથ પરિપૂર્ણ કર્યા. રાજા તેમને પુત્ર પ્રમાણે લેખી બહુ અનુકૂળ થતા. છેવટે એટલી બધી મમતા બતાવી કે, રાજ્યની લગામ પણ તેમનેજ અર્પણ કરી. ઉત્તમ રાજનીતિથી રૈયત બહુ સુખી થઇ.

ઇશ્વર લીલા અકળ છે. તેની ગતિ રતિમાત્ર પણ કોઇથી જાણી જાતી નથી. અસ્તોદયનું ચક્ર પ્રાણીમાત્રને માથે ફર્યા કરે છે; ને તેજ પુરૂષસિંહની ખરી કસોટી છે. મહાચતુર અને ન્યાયી પ્રભુની કૃતિ અદ્‌ભુત છે. આ વાર્તાના નાયક લક્ષ્મણ અને તેનાં અંગી પાત્રોના સંબંધમાં પણ ઈશ્વરેચ્છાએ અસ્તોદયના નિયમ પ્રમાણે ફેરફાર કર્યો.

---

## પ્રકરણ ૨૫ મું.

લખમસિંહ અને જોધમલ્લે પોતાના પ્રિય ભગિનીપુત્રને શોધવા ચોતર્ફ મનુષ્યો મોકલ્યા. તે સર્વ તપાસ કરતા કરતા આ તર્ફ આવ્યા. ખાત્રી કરી રાજપુત્રને તેમણે પત્ર આપ્યો. પત્ર વાંચી મહા પરિતાપમાં પડેલો રાજપુત્ર અતિ આક્રંદ કરવા લાગ્યો. પત્રમાં તીર્થરૂપ માતુશ્રીના મરણ સિવાય બીજાપણ બહુ દુઃખદ વર્તમાન હતા: રાજા અમરસિંહ કેદ અને પ્રધાનનું પરલોક પામવું. વજ્ર હૃદયના પુરૂષનું મન વિંધી નાખે એવી કમકમાટ ઉપજાવનારી દુ:ખના ડુંગરો સરખી આ કાળોત્રિયો પ્રેમાળ, કોમળ અને સાત્વિક વૃત્તિવાળા લક્ષ્મણને કંપાવવા લાગી. તેનું કરૂણામય હૈયું ભરાઇને ઉભરાવા લાગ્યું. આંખે જળધારા ચાલી રહી. સાદ ગળગળો થઈ ગયો. મોઢે બોલી શકાય નહિં. તેને રૂવે રૂવે માતૃભક્તિ ઉત્પન્ન થઈ:

**मातासमं नाऽस्ति शरीरपोषणम् । चिन्तासमं नाऽस्ति शरीरशोषणम् ॥**
**भार्यासमं नास्ति शरीरतोषणम् । विद्यासमं नाऽस्ति शरीरभूषणम् ॥१॥**

વિકળ દશા પામેલા રાજકુંવરને વિલોકી વિજયચંદને બહુ ખેદ થયો. તે અધીર અને આતુર થઈ પૂછવા લાગ્યો, ને વિચારવા લાગ્યો જે અતિ સહનશીલ સ્વભાવવાળા લક્ષ્મણને આ શું થયું ?! કુમારે ધૈર્ય ધરી સર્વ હકિકત કહી સંભળાવી એથી પ્રધાનપુત્ર પણ શોકસમુદ્રમાં ડૂબવા લાગ્યો. બન્નેના તન મનની સ્થિતિ પૂર્વવત્ સુખ વૈભવમાં જેમ સમાન હતી, તેમ હાલ દુઃખાવેશમાં પણ સરખીજ થઈ. બન્નેનો જીવ ઉચક થયો. મહારાજા મદનભૂપાળ તથા તેનો મંત્રી પણ આ બિનાથી બહુ દિલગીર થયા. તેણે દીલાસો દેઈ ઉભય ભ્રાતોને વિદાય કરવામાં પૂરતી મદદ આપી; ને તેમની સુશીલ સુંદરીઓને આ દુઃખસાગરમાં ડૂબતી પણ સાસરિયે વળાવવાની લ્હાણી લેતાં, જીવિતનું સાર્થક સમજ્યા.

અમરાવતીની રૈયતને ખબર થઈ કે, દેશવટે ગયેલા રાજકુંવર અને પ્રધાનપુત્ર આવે છે. તેથી તેઓ બહુ ખુશી થઇ બબ્બે ગાઉ સામાં ગયાં. લક્ષ્મણના મામાઓએ ઉત્સાહપૂર્વક સામૈયાં કર્યાં. આ આનંદદાયક સ્વારી વાજતે ગાજતે ગામમાં આવી. નવતરૂણ નગરનારીઓ સ્વારીની રચના નિરૂપવા બારીઓ અને અટારીઓમાં ઉભી. સૌને એ શોકહારી મૂર્તિ જોવાની બહુ ઉત્કંઠા છે. કેટલીક સૌભાગ્યવતી સ્રીઓ તો ફુલોના સમૂહવડે અને કેટલીકો મોતીદાણે વધાવવા લાગી. કોઇ તો દૂર રહીને ઓવારણાં લે છે. આ દેખાવ કથાગ્રંથોમાં વર્ણવેલી પુષ્પવૃષ્ટિને આબેહુબ મળતો આવતો હતો. ઘેર ઘેર દિપોત્સવી જેવો ઉત્સવ થઇ રહ્યો ને માંગળિક ગીતો ગવાવા લાગ્યાં. વળતે દિવસ પ્રાતઃકાળમાં શુભ મૂહુર્ત જોવડાવી, શાસ્રી પંડિતોની અને સૂજ્ઞ શ્રીમંતોની સભા ભરી લક્ષ્મણને રાજ્યાભિષેક કરાવ્યો. મહા મહા સંકટમાંથી મુક્ત થઇ આવેલા ભાણેજની મામાઓએ

અતિ આસનાવાસના કરી, ઈશ્વરનો આભાર માન્યો. અને રાજ્યને છાજે તેવાં ધર્માચરણ તથા પુન્યદાન કર્યાં.

**અમથાશાએ** સંકેત કર્યો હતો કે, પુત્રી **કામચતુરીને** પરણાવવી તો પ્રધાનપુત્ર **વિજયચંદ** જોડેજ.—તેથી તેણે એક આબરૂદાર વિપ્ર માર્ફતે રાજકુંવરને અરજ કરાવી કે, તમારા તે પરમ પ્રિયમિત્રને સમજાવી આ કાર્યનો નિસ્તાર લાવવો. રાજકુંવરે તેને વિનય સહિત સમજાવ્યું કે, તેણે તો **મદનાવતીનગરી**ના પ્રધાનની પુત્રીનું પાણિગ્રહણ કર્યું છે, માટે એ વાત હવે બનવાની નથી. અને તમારો જો આગ્રહ છે તો તેનાજ કનિષ્ઠ બન્ધુ **વીરભદ્ર** જે વિચારશીલ, વિવેકી, વિદ્યાવાન અને કુંવારા છે તે જોડે સંબંધ બાંધો. આ વાત **અમથાશાને** ગળે ઉતરી. તેણે તે સ્વિકારી કુંવરજીનો પાડ માન્યો. ઉચ્છંગળ છોડીની નજીવી વાત સૂણી રાજાપાસે ફર્યાદે જવાની પોતાથી થયેલી ભૂલનો તેણે બહુ પરિતાપ બતાવી ક્ષમા માગી. રાજકુંવરે તે વિષે યોગ્ય ઉત્તર આપી મનમાં ઓછું નહિં લાવવાને **અમથાશાને** જણાવ્યું. **કામચતુરીનો** **વીરભદ્ર** સાથે રૂડી રીતે વિવાહ કર્યો. સત્સંગના રંગથી બાળકબુદ્ધિ બદલી જઈ **કામચતુરીના** અંગમાં વિશાળ સદ્‌ગુણની છાપ પડી હતી. અને નામ પ્રમાણે તે સર્વ ગૃહકાજમાં શૂર અને ચતુર નીવડી. રાજકુંવરને આ વૃત્તાન્તથી પરમ સંતોષ થયો. હર્ષનું તેમને જે વિશેષ કારણ મળ્યું તે એ કે, માતુશ્રી **તારાની** અચળ કીર્તિ માટે તેનું નામ અમર રાખવા, **અમરાવતીનાં** સ્ત્રીમંડળે અંદર અંદર ફંડ કર્યું હતું. તેમની એ ભક્તિપરાયણ વૃત્તિને માટે રાજકુંવરે ધન્યવાદ આપી, સર્વનો આભાર માન્યો એટલુંજ નાહિં, પણ તેમણે ખર્ચેલી રકમ ઉપરાંત અધિક દ્રવ્યવાળાં વસ્ત્રાભૂષણ આપી સર્વની પ્રસન્નતા મેળવી. સત્કર્મો કરવામાં શ્રદ્ધાળુ સ્ત્રી-પુરૂષોની બુદ્ધિ બહુ ઉદાર હોય છે.

यथा चित्तं तथा वाचो यथा वाचस्तथा क्रियाः ।
चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता ॥ १ ॥

**ભાવાર્થ:**—જેવું મન તેવીજ વાણી, જેવી વાણી તેવીજ કૃતિ; આ પ્રમાણે જે સજ્જન હોયછે તેમનું ચિત્ત, વાણી, અને ક્રિયા એ ત્રણે એકરૂપ હોયછે!

લખમસિંહ અને જોધમલ્લ સર્વ કાર્ય પરિપૂર્ણ કરી સત્યવતી તર્ફે વિદાય થયા. લોકોમાં સુખશાન્તિ પ્રવર્ત થઇ. ખંડિયા રાજાઓ પણ ખુશી થયા. સર્વેને યથાયોગ્ય સિરપાવ આપી સંતોષ્યા. લક્ષ્મણ, વિજયચંદ અને વીરભદ્રની જોડી અનુપમ બની. તેઓ દામ્પત્યધર્મ સમજી યથેચ્છ સુખ ભોગવવા લાગ્યા અને પ્રભુ પ્રતાપે સર્વેની મનકામના સાંગોપાંગ પાર ઉતરી.

कमलासन कमलेक्षण, कमलारिकिरीट कमलभृद्वाहैः ।
नुतपदकमला कमला, करधृतकमला करोतु मे कुशलम् ॥ १ ॥

**ભાવાર્થ:**—બ્રહ્મદેવ, વિષ્ણુ, શિવ અને વરૂણ, એ જેના પદકમળની સ્તુતિ કરે છે, અને જેના હાથમાં કમળ છે, એવી લક્ષ્મી મારૂં (લખનાર-વાંચનારનું) પરમ કલ્યાણ કરો. તથાસ્તુ.



# અગાઉથી ગ્રાહક થનાર ગૃહસ્થોનાં નામ.

પ્રતો.

## કેશોદ.

૫ મે. જેશંકર કરશનજી.
૫ ,, મહાસુખ. ભવાનીદાસ.
૨ ,, ત્રીકમરાય ભવાનીદાસ.
૨ રા. ભૂપતરાય આણંદરાય.
૨ ગુસાંઇ પીતાંબર હેતગર.
૨ શેઠ નથુભાઈ આમદ.
૨ મોદી ભીમજી ઝીણા.
૨ મી. હરજીવન વાલજી.
૧ રા. નૌતમલાલ પુરૂષોત્તમ.
૧ ,, ત્રીભુવનરાય રંગીલદાસ.
૧ ,, ભુપતરાય શોભારામ.
૧ મી. લાધારામ ડોસા.
૧ ,, નાગરદાસ ડોસાભાઇ.
૧ ભટ્ટ મૂળજી ભાણજી.
૧ રા. વિશ્વેશ્વર હરેશ્વર.
૧ શેઠ જીવન વીરજી.
૧ મી. દલસુખરામ હરિશંકર.
૧ ઠા. નારણ સુંદરજી.
૧ મે. તુલશીદાસ મીઠા.
૧ મી. નારણજી દેવરાજ.
૧ ,, ગોકળદાસ અંબારાય.
૧ મે. દ્વારકાનાથ ભાસ્કર.
૧ મી. ગવરીશંકર જનમશંકર,
૧ જોશી માધવજી આણંદજી,

## ભાવનગર.

૧ મી. મણીશંકર કૃષ્ણારામ,

પ્રતો.

૩ રા. પરશોતમ સામજી દોશી.

## માંગરોળ.

૧૦ આજમ ડાહ્યાભાઇ પ્રભુરામ.
૫ રા. કરશનજી દેવજી.
૨ ,, ત્રીભુવનદાસ કૃપાશંકર.
૨ મી. ભવાન મનજી.
૧ રા. અનંતરાય બળવંતરાય.
૧ ,, શંભુપ્રસાદ ભગવંતરાય.
૧ ,, પ્રેમજી વીરજી પંડયા.
૧ ,, ગીરધરલાલ કીશોરચંદ.
૧ ભટ્ટ વશનજી લાલજી.
૧ મી. પ્રાણજીવન લાલજી.
૧ ,, બેચર આણંદજી મકાણી.
૧ ,, મગન લાલશંકર.
૧ ,, જાદવજી તલકચંદ.

## માધવપુર.

૧ રા. રામચંદ્ર નાનજી.
૧ શેઠ દામોદર ગલાલચંદ.
૧ સોની પરમાનંદ ત્રીકમ.
૧ સેવક સામજી વંદ્રાવન.
૧ વ્યાસ હરજીવન કલ્યાણજી.

## મુંબઈ.

૫ શા. કહાનજી ધર્મસિંહ.
૧ પંડયા કેશવજી ગોવિંદજી.
૧ પરોત ગોવિંદજી હરિકૃષ્ણ.

પ્રતો.
૨ રા. મહાસુખ હરગોવિંદદાસ
૧ પરોત કાળિદાસ તુલસી.

### વીશાવદર.

૨ મે. મુરારજી શામળજી.
૧ રા. ગીરધરલાલ કૃપાશંકર.
૧ ,, સારાભાઇ બેચરદાસ.
૧ ,, ઈસ્માલ ભોજા.
૧ ,, રણછોડ રાઘવજી.
૧ મે. ફુલશંકર રૂઘનાથજી.
૧ રા. ઝવેરીલાલ દુર્ગાશંકર.
૧ ,, અંબાશંકર ભવાનીશંકર.

### ભાણવડ.

૧ રા. રણછોડલાલ ગીગાભાઇ.
૧ ઠ. સામજી વાલજી.
૧ રા. કરૂણાશંકર પરાગજી.

### ગણોદ.

૧ રા. હીરજી મોનજી.

### નીલાખા.

૧ રા. ત્રીભોવન શંકર.

### જાળીયા-વરજાંગ.

૧ રા. ગૌરીશંકર ત્રીભુવન.

### વાડાસડા.

૧ શે. નુરમહમદ અમીભાઇ.

### વેરાવળ.

૨ મે. પ્રભાકર ગોવિંદ.
૧ ,, સખારામ પરશરામ.
૧ બાઇ ગંગા રામજી.
૧ શ્રી મદનજી કાનજી.
૧ રા. જગજીવન શેષકરણ.

પ્રતો.
૧ શા હંસરાજ હીરાચંદ.
૧ ઠકર કાળીદાસ ભાણજી.
૧ ભટ્ટ પુરૂષોત્તમ ગોકુલદાસ.

### દેવડા.

૧ રા. ઇશ્વરલાલ આણંદજી.

### સત્તાપર.

૧ રા. કેવળચંદ ખેતશી.

### લીમડી.

૨ રા. પુરૂષોત્તમ કાનજી.

### કુંતીઆણા.

૧ મે. સફીમીયાં બાવામીયાં.
૧ રા. માનશંકર પ્રભુરામ.
૧ મેમણ લતીબ જમાલ.
૧ રા. છબીલારામ જયારામ.
૧ ,, મયારામ જીવાભાઇ.
૧ ,, બેનજામીન રૂબેનજી.
૧ ,, છગનલાલ જાદવજી.
૧ મે. સરદારખાં હયાતખાં.
૧ મી. જાદવજી માધવજી.
૧ રા. ગવરીશંકર રંગીલદાસ.
૧ મીયાજીખોખર પીરાખોખર.

### જૂનાગઢ.

૧૦ મે. શેઠ અરદેશર જમશેદજી.
૨ રા. વ્રજલાલ ગંગાશંકર.
૨ ,, ગોવિંદજી નાનજી.
૧ ,, અમૃતલાલ દયાળજી.
૧ ,, લાધાલાલ દલપતરામ.
૧ ,, માણેકલાલ કાશીરામ.
૧ ,, બેચરલાલ વલભજી.
૧ ,, રેવાશંકર કલ્યાણજી.

પ્રતા.
૧ નૃસિંહપ્રસાદ પુસ્તકશાળા.
૧ રા. પ્રાણજીવન નારાણદાસ.
૧ ,, ભુપતરાય દયાળજી.
૧ ,, જાદવરાય ભવાનીદાસ.
૧ ,, વંદ્રાવનદાસ સુખારામ.
૧ ,, માનશંકર હરિદાસ.
૧ ,, છોટાલાલ મંગળજી.
૧ ,, વીઠલજી સામજી.
૧ ,, ઇશ્વરલાલ અમરજી.

## માળીઆ-હાટીના.

૩ રા. જનમશંકર હરિશંકર.
૧ મે. છોટાલાલ જાદવરાય.
૧ ,, રૂઘનાથજી સામળજી.
૧ રા. દામોદર હેમચંદ.
૧ મે. મનોહરદાસ રવજી.
૧ રા. માણેકલાલ હીમતલાલ.
૧ ,, મીઠા જેરાજ.
૧ ,, બાપુભાઇ બેચરદાસ.
૧ ,, કુલશંકર સદાશંકર.
૧ ,, દોલતરામ જુગતરામ.
૧ ,, માણેકલાલ હરિદાસ.
૧ ,, જાદવરાય આણંદજી.
૧ ,, ભગવંતરાય માધવરાય.
૧ ,, ભગવંતરાય મંગળજી.
૧ ,, ત્રંબકરાય સામળદાસ.

## જેતપુર.

૧ મી. મોરારજી માવજી.

## કુંથારીઆ.

૧ રાણા શ્રી દેવીસિંગજી.
૧ ,, જેશીભાઇ રામાભાઇ.
૧ ,, હમજીભાઇ રતનસંગ.

પ્રતા.
૧ રા. નથુ નાનજી.
૧ ,, હીરાલાલ લાલજી.
૧ ,, ઓઘડ બેચર દવે.
૧ ,, તુળશી કાશીરામ.

## ધોરાજી.

૧ મે. લખુભાઇ ભાઇચંદ.
૧ રા. જેઠાલાલ મંગળદાસ.

## શીલ.

૧ રા. નથુજી સુંદરલાલ.
૧ મી. કુંવરજી મહાદેવ.
૧ ,, હબીબ નાનજી.

## ખડીઆ.

૨ રા. જેસુખલાલ ભગવાનદાસ
૧ ,, નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ.
૧ ,, મગનલાલ ઝવેર.
૧ ,, ફુલશંકર ગૌરીશંકર.
૧ ,, કલ્યાણજી જેસંગ.
૧ ,, કાળા માધવજી.

## મહુવાબંદર.

૧ રા. હરિ ગોવિંદ.
૧ ,, હરજીવન ભગવાન.
૧ ,, કાળિદાસ રવજી.

## બાગેશરી.

૧ રા. ઇસ્માઇલ અબદુલગફુર.

## વીરપુર-ખરેડી.

૧ ઠાકોર સાહેબ શ્રી સુરાજી.
૧ કામદાર જગજીવનભાઇ.
૧ રા. હરિપ્રસાદ ઇચ્છારામ.
૧ ,, દયારામ પ્રેમજી.

પ્રતો.

## સુત્રાપાડા.

૧ મે. ભગવાનદાસ ઈંદ્રજી.
૧ રા. મણીલાલ ગોપાળજી.
૧ ,, મોતીલાલ ભગવાનદાસ.
૧ ,, નૌતમલાલ વંદ્રાવનદાસ.

## અજાબ.

૧ રા. ભવાનીદાસ પ્રભુદાસ.
૧ ,, પરશોતમરાય શિવપ્ર.

## કેવદરા.

૨ મે. પથુભાઇ ગરાશીઆ.

## ભેરાઇ.

૧ રા. નાનાલાલ હરખચંદ.
૧ ,, તુલશીદાસ ધારશી.

## શેરગઢ.

૧ રા. સેવાલાલ અમૃતલાલ.

## મેસવાણ.

૧ રા. પુરૂષોત્તમ બેચર.
૧ ઠા. જાદવજી જીવન.

પ્રતો.

## કોટડા-પીઠા.

૧ રા. દુર્લભજી જગન્નાથ.

## બાલાગામ.

૨ રા. પ્રધાન લાધાભાઇ.
૧ ,, નાનજી કુંવરજી.
૧ ,, ધરમસિંહ ધનજી.
૧ ,, કાળિદાસ હીરા.
૧ ,, રવજી કુંવરજી.
૧ ,, રૂગનાથજી ભાઇજીભાઇ.
૧ ઠાકોરશ્રી જશવંતસિંહજી.
૧ ,, સામતસિંહજી.
૧ રા. પ્રભાશંકર રામજી.

## વંથલી.

૨ રા. સુંદરજી પુરૂષોત્તમ.
૨ ,, મુનશી નીજામુદીન.
૨ ,, મુનશી નિજામુદ્દિન દા.
૨ ,, પ્રાણજીવન ફર્સ્ટ આ.



# રસિક અને બોધક.

# સુબોધ સંગ્રહ.



ઉપલી સંજ્ઞાવાળું કવિતાનું પુસ્તક તૈયાર થાય છે. એમાં નીતિ ભક્તિના ઉપદેશાત્મક તેમજ રમુજી વિષયોપર રચેલી સંગીતાદિ કવિતાઓનો સમાવેશ કર્યો છે; જેમાંની કેટલીક પ્રસિદ્ધ ચોપાનિયાં અને વર્ત્તમાનપત્રોમાં પ્રસંગોપાત્ પ્રકટ થયેલી છે ને કેટલીક નવી છે. સઘળી કવિતાઓની રચના બનતાંસુધી શુદ્ધ અને સરલ રાખેલી છે ને તે એક પ્રસિદ્ધ કવિએ તપાસી પસંદ કરેલી છે. આ ગ્રંથનું પૂર ડેમી ૧૫૦ પૃષ્ઠ અથવા તેથી પણ વધુ થશે ને તેની છપાઈ બંધાઇપણ સુંદર કરાવવામાં આવશે. અગાઉથી પૈસા મોકલી ગ્રાહક થનાર પાસેથી કિંમત રૂ૦॥ અને પાછળથી રૂ૧) અથવા તેથી પણ વધુ પડશે. પોસ્ટેજ એક આનો જૂદું.

બહારકોટ ચંપાવાડી
ઘર નંબર ૨૯–મુંબઈ.

કહાનજી ધર્મસિંહ.



# સૂચના.

આ પુસ્તક ખરીદવાની મરજી હોય તેમને નિચે દર્શાવેલ ઠેકાણેથી રોકડી કિમ્મતે મળી શકશે. બહારગામથી મંગાવનારને પોસ્ટેજ પડશે નહિં.

**મુંબઈ**—કાળબાદેવી રોડપર ઈશ્વરદાસ લાઇબ્રેરીમાંથી, પુસ્તકપ્રસારક મંડળીમાંથી, અને ચંપાવાડી ઘર નં૦ ૨૯ માં રા. કહાનજી ધર્મસિંહ પાસેથી.

**લીંબડી**—રા. પુરૂષોત્તમ કહાનજી "સુબોધપ્રકાશ"ના અધિપતિ પાસેથી.

**જુનાગઢ**—પરી. ગોવિંદજી નાનજી પાસેથી.

**રાજકોટ**—પા. પુરૂષોત્તમ પરમાનંદ પાસેથી.

**કચ્છમાંડવી**—રા. જીવરામ હરિશંકર બુકસેલર પાસેથી.

**ભાવનગર**—રા. જયશંકર આણંદજી જાની, દ્વારિકાં નાટકમંડળીના ચિત્રકાર પાસેથી.

સામટી પ્રત મંગાવનારે મને લખવું. દશ અથવા વધુ મંગાવનારને સેંકડે ૨૦ ટકા પ્રમાણે કમિશન મળશે. "લક્ષ્મણોદય" સિવાય "પરમપદબોધિની"—"સ્વાભાવિકધર્મ"—"મનુષ્યમિત્ર"—"યોગકૌસ્તુભ" વગેરે રા. રા. નથુરામ પિતામ્બરજી રાવળે રચેલા ગ્રંથો પણ ઉપલે ઠેકાણેથી મળશે.

**આણંદજી વહાલજી રાજયગુરૂ,**

મહેતાજી, સરકારી ગૂજરાતી નિશાળ, કેશોદ.